# હિંદના લોકના ટુંકા ઈતિહાસનો

## સંક્ષેપ પ્રશ્નોત્તર રૂપે.

ડાકતર હંટર કૃત અંગ્રેજી પુસ્તકના
ગુજરાતી ભાષાંતર ઉપરથી.

ચોથા, પાંચમા અને છઠ્ઠા ધોરણના
વિદ્યાર્થિઓને સારૂ

રચનાર
**महाशंकरइश्वरभाइ व्यास.**
અમદાવાદ મિશન વર્નાક્યુલર નંબર બીજાની
છોકરાની નિશાળના મહેતાજી.

અમદાવાદ
આર્યોદય પ્રેસમાં છાપ્યો.

સંવત ૧૯૪૨——ઈ. સ. ૧૮૮૬.

કીમત પાંચ આના.

૨૮૮૭

# हिंदना लोकना टुंका इतिआसनो

## संक्षेप.

### [પ્રશ્નેનોતર રૂપે.]

### प्रकरण १ लुं.

પ્ર૦–હિંદની મર્યાદાનુ વર્ણન કરો.

ઉ૦–હિંદના ત્રિકોણાકારની ઉત્તરે હિમાલય પર્વતો; પશ્ચિમે તથા દક્ષિણે હિંદી સાગર; પૂર્વે બંગાળી અખાત; અને વાયવ્ય ખૂણે અફગાનીસ્તાન તથા બલુચિસ્તાન છે. તેમજ ઈશાને બ્રહ્મદેશ છે.

પ્ર૦ હિંદની લંબાઇ પહોળાઇ તથા વસ્તી કેટલીછે?

ઉ૦ એની ઉત્તર દક્ષિણ લંબાઈ તથા પૂર્વ પશ્ચિમ પોળાંઈ ૧૯૦૦ મૈલ છે. તેમજ ક્ષેત્રફળ ૧૫ લાખ ચોરસ મૈલ તથા વસ્તી ૨૫ાા કરોડ માણસનીછે.

પ્ર૦ હિંદ કેટલા પ્રદેશનો બનેલોછે?

ઉ૦ સ્પષ્ટ મર્યાદા વાળા ત્રણ પ્રદેશનો હિંદ બનેલોછે. એક હિમાલયનો પ્રદેશ, બીજો નદીઓનો પ્રદેશ, અને ત્રીજો દક્ષિણ હિંદનો ઉંચો પ્રદેશ.

પ્ર૦ હિમાલયના પ્રદેશનું વર્ણન કરો.

ઉ૦ હિમાલય પર્વતની બે હારો છે, તેમાં એવરેસ્ત નામે ઉંચો પર્વત આવેલો છે. એના જેટલો ઉંચો પર્વત દુનીઆમાં બીજો નથી. હિમાલયનાં મથાળાં સદા બરફથી ઢંકાએલાં રહેછે. તેની ઉત્તરે મોટી ખીણોછે. તેમાં સિંધુ, સતલજ ને બ્રહ્મપુત્રાનાં મૂળ છે. તથા તેની પેલી પાસે

ટિબેટનો ઉંચો પર્વત આવેલો છે. અરણ્યના ઘણા ભાગમાં માણસથી પેસી શકાતું નથી. પણ હિમતવાન વેપારીઓ હુંફાળાં ચામડાં ઓઢી આવ જા કરેછે. તેઓ યકનામે ગાયો અને ઘેટાં ઉપર ગુણો નાખી ટંકણખાર વિગરે લાવે છે. તથા મિઠું વિગરેલેઈ જાય છે. એ ગાયના પૂછડાંના વાળની યુરોપમાં ફીત અને કોર વૂણાય છે.

પ્ર૦ હિમાલયની શાખાના પર્વતો કયાં કયાં છે. ?

ઉ૦ હિમાલયની શાખાના પર્વતો નાગ અને પટકોઇ નામે હિંદનો ઇશાનમાં છે, તથા સફેદ કોહ, સુલેમાન અને હાલા નામે વાયવ્ય દિશામાં છે. એ પર્વતોમાં ખૈબર ઘાટ, કુરમ ઘાટ, ગાલરી ઘાટ અને બોલન ઘાટ આવેલા છે.

પ્ર૦ હિમાલયના જળાશયની વાત કહો.

ઉ૦ હિમાલયનું જળાશય હિંદને માટે પાણી ભેગું કરી નદીઓ વાટે તેને પહોચાડેછે, વરાળનાં વાદળાં હિમાલયમાં અથડાઇ વરસાદ કે બરફ રૂપે ત્યાંજ ગટકી પડેછે. તેથી ટિબેટના મેદાનમાં વરસાદ થોડો થાયછે, અને તેથી ઉલટા આસામના ચેરા પુંજી ડુગરોમાં અતિશે વરસાદ પડેછે. લંડનમાં દરવરસે બે ફુટ અને હિંદના મેદાનમાં દોઢ ફુટ થાયછે. પરંતુ ચેરાપુંજીમાં ૩૦ ફુટ વરસેછે.

પ્ર૦ હિમાલયની નિપજ અને તેનો દેખાવ કહો.

ઉ૦ હિમાલયના ઉપલા ભાગમાં ધોળા પાષાણનાજથા થાયછે. પણ નિચલા ભાગની માટીવાળી જમીનમાં વાંસની ઝાડીઓ ઉગેછે. તથા હોદ્રા દેંદ્રા અને કાળા દેવદારનાં ઝાડ થાયછે. રાતી બાજરીનાં ખેતરો લાલ પટીઓ જેવાં દેખાયછે. બીજી પેદાશમાં જવ બટાટા વિગરે શાક અને મધછે. વેપારની વસ્તુમાં ઇમારતી લાકડાં ને કોયલાછે.

પ્ર૦ હિમાલયના જંગલનો નાશ શાથી થયોછે. ?

ઉ૦ હિમાલયના જંગલનાં ઝાડો બળતણને માટે કાપી

લેવામાં આવેછે તેથી. તથા, પહાડી લોકે ખેતીને સારૂ જંગલો બાળી નાખ્યાં તેથી તેનો નાશ થયોછે.

પ્ર૦ હિમાલયમાંથી કેઈ મોટી નદીઓ નીકળેછે. ?

ઉ૦ સિંધુ, બ્રહ્મપુત્રા અને ગંગા એ ત્રણ. તેમાંની પેહેલી બે હિમાલયની ઉત્તરે આવેલી ખીણમાં ઉત્પન્ન થાયછે અને ત્રીજીમાં તેના દક્ષિણના ઢાળોનું પાણી વહેછે,

પ્ર૦ સિંધુ અને સતલજનાં મૂળ કયાંછે. ?

ઉ૦ સિંધુ અને સતલજનાં મૂળ બ્રહ્મપુત્રાના મૂળની, પાસેછે. એ બેનદીઓ પ્રથમ પશ્ચિમમાં વહી દક્ષિણમાં થઇ તેઓનું અને બીજીનાની નદીઓનું પાણી હિંદી મહાસાગરમાં પડેછે. એઓની લંબાઇ ૧૮૦૦ મૈલ છે.

પ્ર૦ બ્રહ્મ પુત્રાની લંબાઇ કેટલીછે?

ઉ૦ બ્રહ્મ પુત્રાની લંબાઇ પણ ૧૮૦૦ મૈલછે, એ હિમાલયના બેવડા કોટમાંથી નીકળી પ્રથમ પૂર્વતરફ અને પછી પશ્ચિમ તરફ વહી દક્ષિણભણી બંગાળી અખાતમાં ભળેછે. એને હિમાલયમાં સામ્પુ અને હિંદમાં બ્રહ્માનો દીકરો એટલે બ્રહ્મપુત્રનદ કહેછે. એનું ખરેખરૂં મૂળ હજી માલમ પડયું નથી.

પ્ર૦ ગંગા નદી કોને મળેછે ?

ઉ૦ ગંગા જમનાંના સંગમ સાથે સમુદ્રપાસે બ્રહ્મપુત્રાને મળી ઘણે મૂખે બંગાળી અખાતમાં મળે છે. એની લંબાઇ ૧૫૦૦ મૈલ છે.

પ્ર૦ નદીઓની પ્રદેશનું વર્ણન કરો

ઉ૦ નદીઓના પ્રદેશની પૂર્વે બ્રહ્મપુત્ર, પશ્ચિમે સિંધુ અને મધ્યે ગંગા જમનાં અને તેને મળનારી નદીઓ વહેછે. એ નદીઓના પાણીવડે એ પ્રદેશ ઘણો રસાળ છે ને તેમાં ૧૫ કરોડ માણસની વસ્તી છે તથા એમાં મોટાં શેહેરો ને હિંદુનાં જાત્રાનાં ઠેકાણાં છે.

પ્ર૦ નદીઓ શું કામ કરેછે ?

ઉ૦ નદીઓ જમીન ઉત્પન્ન કરેછે, પછી તેને રસાળ કરેછે. અને છેલ્લે તેના પાણી વાટે ઉપજને પરદેશ પહોચાડે છે.

પ્ર૦ બંગાળાનો ડેલ્ટા શાથી રસાળ થયોછે ?

ઉ૦ એ ત્રિકોણુ પ્રદેશને નદીઓ ઘણી વિંટળાયછે તેથી તે રસાળ થયો છે. કેમકે નદીઓ વાટે કાંપ કચરો ઘસડાઈ આવેછે તે ખાતરની ગરજ પુરી પાડેછે.

પ્ર૦ નદીઓથી જમીન શા રીતે બનેછે ?

ઉ૦ નદીઓ જેમ આગળ વધેછે તેમ તેની ચાલ ધીમી થાયછે. તેથી એમાં તણાઈ આવેલો કાદવ કચરો નીચે બેસેછે. અને એ કાદવ કચરાથી નીચાણની જમીન પૂરાઈ નવી જમીન ઉત્પંન થાયછે.

પ્ર૦ જમીન બનવાની ક્રિયા કયે ઠેકાણે ખુલ્લી દેખાયછે?

ઉ૦ જમીન બનવાની ક્રિયા નદીઓની ખાડીઓમાં ખુલ્લી દેખાયછે. કેમકે બાકી રહેલો કાંપ કચરો ત્યાં ઠરી ટેકરા કે વાંકી ભૂશીરો રૂપે ઉપર આવેલી જમીન નજરે પડેછે. વળી ત્યાં આગળ નદીના પાણીથી સમુદ્રનું વહન પણ અટકેછે. તેથી પણ તેમાંની રેતી ઠરી જમીન બને છે એ ઉપરથી કહી શકાય કે હિંદની નદીઓનો છલ્લો દેખાવ ડેલ્ટાને છેડેછે. ત્યાં ભેજવાળા જમીનને લીધે ખૂબ ઝાડો અને ઝાડીઓનાં જંગલ બનેલાં નજરે પડેછે.

પ્ર૦ નદીઓનો બીજો શો ઉપયોગ છે?

ઉ૦ એનું પાણી ખેતરોને પાવાના કામમાં આવે છે તથા એમાં થઇને એક ઠેકાણેથી બીજે ઠેકાણે સોંઘી અને સહેલી રીતે વહાણે માલ લેઈ જવાયછે અને લવાય છે.

પ્ર૦ નદીઓ નાશ કારક શાથી થાયછે ?

ઉ૦ તેમાં આવતી રેલોથી અને તેના પાણીની સરદીથી

નદીઓ નાશ કારક થાય છે.

પ્ર૦ નદીઓથી બનતા ઉત્તર પ્રદેશના પાક અને તેના દેખાવનું વર્ણન કરો

ઉ૦ બંગાળાની નદીઓના પ્રદેશમાં વરસમાં બે અને કેટલાક પ્રાંતમાં ત્રણ પાક થાયછે. તેના ઉપલાણે આવેલા કોરા મુલકથી ઉપર ચઢતાં રસાળ પ્રદેશોમાં માટીનાં ઘરવાળાં ગામડાં અને શોભાયમાન ઝાડો છે.

પ્ર૦ *ડેલ્ટાની જમીનમાં શો પાક થાયછે ?

ઉ૦ ડેલ્ટાની જમીનમાં ડાંગર† અને તૃણ વૃક્ષ થાય છે. તૃણ વૃક્ષમાં લાલ વાંસ, નાળીએરી, આરેકા (સોપારી) વીગેરેછે. ત્યાં કેળ્યો એટલીબધી થાયછે કે તેની પાસેનાં ગામડાંપણ દેખાતાં નથી.

પ્ર૦ બંગાળામાં બીજો શો પાક થાયછે ?

ઉ૦ બીજા પાકમાં સેરડી, તેલીઆંબીઆં, કપાસ, તમાકુ, ગળી, મશાલા, અને રંગ કરવાની વસ્તુ તથા અફીણ, ચા, શણ અને રેશમનો+ પાક થાયછે. સામટી રીતે એમ કહીએતો ચાલે કે પ્રજાના પોષણની અને વસ્ત્રની સર્વ સામગ્રી તથા ઘણુંકરીને બધી વેપારની વસ્તુઓ બંગાળામાં ઉત્પન્ન થાયછે.

પ્ર૦ દક્ષિણના ઉંચા પ્રદેશનું વર્ણન કરો?

ઉ૦ એમાં મધ્ય પ્રાંતો, વરાડપ્રાંત, મદ્રાસ ઈલાકો, મુંબાઇ ઇલાકો તથા મ્હેસૂર, સિંધિઆ, હોલકર, નિઝામ અને બીજાં ખંડીઆં સંસ્થાનોછે. એ દેશની પૂર્વ પશ્ચિમ પહાડો પડેલાછે. અને તે બેની વચમાં પણ પર્વત માળાછે.

---

* ડેલ્ટા એટલે નદીઓના મુખપાસેનો પ્રદેશ.

† બંગાળામાં ૫૦થી વધારે જાતની ડાંગર થાય છે.

+ લાખ અને તરસ નામે હિરના કોસેટા જંગલમાંથી જડેછે.

પશ્ચિમ છેડે આવેલો આબુ પહાડ શ્રાવકોનાં દેરાંને માટે પ્રખ્યાત છે. પૂર્વમાં અરવલી, વિંધ્યા, સાતપૂડા, અને કાઇમૂર પર્વતોછે. છેક પૂર્વમાં પારસનાથ નામે ડુંગર જૈન તિર્થછે.

પ્ર૦ દક્ષિણ ઉંચ ભૂમીના દેખાવનું વર્ણન કરો

ઉ૦ એ ત્રિકોણાકાર ઉંચ ભૂમીમાં મોટાં મોટાં વન, પર્વતમાળા, શિખરો અને ખેડાણવાળા પ્રદેશો તથા ઉંચાં મેદાનો છે. એમાં રહેલા પૂર્વ પશ્ચિમ ઘાટો કન્યાકુમારી આગળ નિલગિરી*માં જોડાઇજાયછે. એ નિલગિરીમાં ઉત્તકમંડ+અને દોદાબેતા નામે ઊંચાં શિખરોછે.

પ્ર૦ દક્ષિણ ઉંચ ભૂમીની નદીઓનું પાણી શામાંવહેછે?

ઉ૦ વિંધ્યાચળની ઉત્તરની નદીઓનું પાણી ગંગામાં વહેછે અને દક્ષિણ દિશાની નર્મદા અને તાપી વિગરેનું પાણી પશ્ચિમતરફ ખંભાતના અખાતમાં વહેછે. તથા દક્ષિણની બીજી નદીઓ ગોદાવરી, કૃષ્ણા અને કાવેરી વિગરેનું પાણી બંગાળી અખાતમાં પડે છે. અને તેઓનાં મૂળ પશ્ચિમકાંઠાના સિહ્યાદ્રિપર્વતમાંછે.

પ્ર૦ દક્ષિણ ઉંચ ભૂમીના વનમાં શું થાય છે?

ઉ૦ સાલ, અબનુસ, સીસવ, સાગ અને બીજાં ઈમારતી લાકડાંનાં ઝાડ તથા વનસ્પતિ થાય છે. ખેતીની નિપજમાં ઘઊં, જુવાર, બાજરી અને બીજાં ઝીણાં ધાન્ય તથા તમાકુ, કપાસ, સેરડી અને કઠોળનો પાક છે. દક્ષિણ હિંદની કાળી જમીન તેના માતબરપણાને માટે પ્રખ્યાત છે.

પ્ર૦ દક્ષિણ ઉંચ ભૂમીના ખનીજ પદાર્થો કયા?

ઉ૦ વિશેષેકોયલા તે બંગાળા અને મધ્ય પ્રાંતમાંથી નિકળેછે, થોડું તાંબુ અને બીજી ધાતુઓ તથા સોનાની

---

* નિલગીરીનો રંગ આસમાનીછે. + મદ્રાસના ગવર્નર એમાં રહે છે.

રજ નદીઓમાંથી જડેછે. ગોવળકાંડામાંથી હીરા નીકળતા હતા તે પ્રખ્યાતછે.

પ્ર૦ બ્રિટિશ બ્રહ્મદેશનું વર્ણનકરો.

ઉ૦ એમાં ઈરાવતી નદી તથા યોમાપર્વતની ડુંગર માળાછે, તેના ઉપર ઘાડાં વનછે. એ દેશમાં ડાંગર તથા તમાકુ અને સાગ વગેરે ઇમારતી લાકડાં થાયછે. ખનીજ પદાર્થમાં કેરોસીન તેલ અને કલાઇની ખાણો છે. લોઢાની કાંકરી, સોનું અને તાંબુ પણ જડેછે. તથા ચોખો ચૂનાનો પત્થરો પણ ઘણો છે.

---

## प्रकरण २ जुं.

પ્ર૦ હિંદમાં કેટલા પ્રકારનાં રાજ્યનો મુલકછે?

ઉ૦ હિંદમાં બે પ્રકારના રાજ્યનો મુલકછે. એક બ્રિટિશ રાજ્યનો અને બીજો દેશી રાજ્યનો મુલક. બ્રિટિશ રાજમાં ઓગણી કરોડ નેવુ લાખ માણસની વસ્તીછે ને દેશી સંસ્થાનોમાં સાડા પાંચ કરોડ માણસની વસ્તીછે.

પ્ર૦ દેશી રાજ્યો કોની મદદ તથા સલાહથી રાજ ચલાવેછે?

ઉ૦ બ્રિટિશ વાયસરાય અને તેના નિમેલા રેસીડેન્ટોની મદદ અને સલાહથી તેઓ રાજ ચલાવેછે. એમાંના કેટલા એક લગભગ સ્વતંત્રપણે રાજ ચલાવેછે અને કેટલાને ઓછો અધિકારછે.

પ્ર૦ બ્રિટિશ રાજના કેટલા પ્રાંતછે?

ઉ૦ બ્રિટિશ રાજ્યના બાર પ્રાતાછે. એ દરેક પ્રાંતને માથે ગવર્નરકે મુખ્ય અધિકારી છે. પણ એ બધા હિંદના ગર્વનર જનરલ ઈન કૌંસીલને આધિનછે. ગર્વનર જનરલને વાયસરાય પણ કહે છે. તેગની રાજધાની કલકતામાંછે. પણ ઉનાળામાં તે શિમલામાં રહેછે.

પ્ર૦ બ્રિટિશ રાજના બાર પ્રાંતનાં નામ બોલી જાઓ.

ઉ૦ મદ્રાસ ઇલાકો, મુંબાઇ ઈલાકો, બંગાળા ઈલાકો, પંજાબ ઇલાકો, વાવ્ય પ્રાંતો, અયોધ્યા પ્રાંતો, બ્રિટિશ બ્રહ્મદેશ, આસામ, વરાડ અને અજમેર તથા કુર્ગછે..

પ્ર૦ હિંદનાં બાર ખંડીઆં સંસ્થાનો કયાંછે ?

ઉ૦ રજપૂત સંસ્થાન, નિજામનું રાજ્ય, મધ્ય હિંદ એજનસી, બુદેલખંડ, વડોદરા. મ્હૈસુર, અને મણીપુરનાં સંસ્થાનો તથા મુંબાઇ, મદ્રાસ, બંગાળા ને પંજાબ ઈલાકા તાબેનાં અને વાયવ્ય પ્રાંત તથા મધ્ય પ્રાંત તાબેનાં દેશી ખંડીઆં સંસ્થાનોછે.

પ્ર૦ હિંદમાં વસ્તીનું ધાડા પણું કેવું છે?

ઉ૦ હિંદમાં બ્રિટિશ રાજમાં વસ્તી ઘણી ધાડીછે એટલે દર ચોરસ મૈલે ૨૨૬ માણુસની વસ્તીછે. તેથી કેટલાક પ્રાંતમાં રૈયતને ખેડવાની જમીન પણ મુસ્કેલીએ મળેછે. દેશી સંસ્થાનોમાં એટલી ભીડ નથી ત્યાં દર ચોરસ મૈલે ૧૦૬ માણુસની વસ્તીછે.

પ્ર૦ હિંદમાં મોટાં શેહેરો કેટલાં છે?

ઉ૦ હિંદ મોટો ગામડીઓ મુલકછે તેથી ઈંગ્લાંડની પેઠે મોટાં શહેરો ઘણાં નથી પણ ગામડીઆ કસબાછે. અને તેની પાસે ખેતી થાય એવાં જંગલો છે. હિંદમાં શેહેરી માણુસની વસ્તી એક વિશાંસછે. બાકીના બધા ગામડીઆછે.

પ્ર૦ હિંદમાં ખેડુતોની વસ્તી કેટલી છે?

ઉ૦ હિંદમાં ખેડુતોની ઘણી ઘાડી વસ્તી છે એટલે દર ચોરસ મૈલે ૬૪૦ ખેડુતો વસે છે. તેથી કેટલેક ઠેકાણે ખેડવાની જમીન પણ તેમને મળતી નથી. અને પેટપૂર અન મળતું પણ મુસ્કેલ થાયછે. માટે દુકાળમાં તેમનો જલદી નાશ થાયછે.

પ્ર૦ હિંદના ખેડુતોમાં કુટેવ કેઇ છે?

ઉ૦ હિંદના ખેડુતોમાં કુટેવ એ છે કે પોતાના જી-

લ્લામાં ખેડવાની ભોંયની તંગાશ વેઠ્યા છતાં દુરની રસાળ ભોંય ખેડવા જતા નથી તે. હિંદમાં જેમ કેટલેક ઠેકાણે ખેડવાની જમીન મળતી નથી તેમ કેટલેક ઠેકાણે ખેડુત વના ખેડ્યા વની જમીન પડી રહે છે.

પ્ર૦ ભમતા ખેડુતોની ખેતી કરવાની રીત કેવીછે?

ઉ૦ ભમતા ખેડુતો એટલે પહાડી લોકોની ખેતી કરવાની રીત એવીછે કે કોઈ કસવાળું જંગલ કાપી તેમાં ઉતાવળે એક પછી એક પાક ઉતારી તે જમીનને નાકૌવત કરી નાંખે છે ને પછી બીજે ઠેકાણે જાય છે. ત્યાં પણ એમજ કરેછે. એમને જમીનનું ગણોત આપવું પડતું નથી. પણ એ જે રાજાના રક્ષણમાં રહે છે તેને માથા વેરો આપે છે.

પ્ર૦ ગણોતનો વધારો કયે ઠેકાણે હતો?

ઉ૦ ગણોતનો વધારો બંગાળામાં હતો પરંતુ અમણાં ત્યાં સરકારે ગણોતનો લાયક દર ઠરાવી તે પ્રમાણે લેવાનો કાયદો કર્યોછે. ને ખેડ હક વંશ પરંપરા ઠરાવીછે.

પ્ર૦ ઈંગ્રેજોએ કંઈના ખેડુતોનું દાસત્વ કાઢી નાખ્યું?

ઉ. ઈંગ્રેજોએ બંગાળાની અગ્નિ ખૂણામાં વસનારા ખેડુતોનું દાસત્વ કહાડી નાખ્યું. ત્યાં ખેડુતો જમીનં સાથે જોડાયલા દાસ જેવા હતા ને હાલ સ્વતંત્ર થયાછે.

પ્ર. હિંદમાં કયા ચાર પ્રકારના લોક વસેછે?

ઉ. અનાર્ય, આર્ય, મિશ્ર અને મુસલમાન એ ચાર પ્રકારના લોક હિંદમાં વસેછે.

પ્ર. હિંદમાં ઇતિહાસ સમયની પહેલાં કેઈ બે મુખ્ય જાતો હતી?

ઉ. ઈતિહાસ સમયની પહેલાં હિંદમાં અનાર્ય અને આર્ય એબે જાતો હતી અને પછીથી સિથિઅન અને મુસલમાનો આવ્યા.

## પ્રકરણ ૨ જું.

પ્ર. હિંદના અનાર્ય લોકનું વર્ણન કરો.

ઉ૦ હિંદના અનાર્ય લોકને અક્ષર કે ચિત્ર લીપીનું જ્ઞાન ન હોતું, તેઓ ઘણા જૂના અને અનિશ્ચિત સમયમાં સારાં ઘાટીલાં ને પાતળાં માટીનાં વાસણ બનાવતા હતા. લોઢાના હથિઆરોથી વઢતા ને તાંબા તથા સોનાનાં ઘરેણાં પહેરતા હતા. એની પૂર્વે થયેલા લોક ધાતુથી અજાણ્યા હતા. તે ચકમક અને બીજાં પથરાનાં હથિઆરો વાપરતા હતા.

પ્ર. આર્ય લોકે અનાર્ય લોકને કેવી રીતે વર્ણવ્યાછે.?

ઉ. આર્ય લોકે અનાર્ય લોકને કાળી ચામડી અને ચપટાં નાક વાળા, કદરૂપા, યજ્ઞભંગ કરનારા, માંશ ખાનારા, કાચું અન ખાનારા, કાયદા વગરના, યજ્ઞ નહિ કરનારા, દેવ તથા વિધિવગરના વિગરે વર્ણવ્યાછે. અને તેઓનાં નામ દસ્યુ એટલે દૈત્ય અને રાક્ષસ કહેલાંછે.

પ્ર. સુધરેલા અનાર્ય લોકનું વર્ણન કરો.

ઉ. વેદના મંત્રોમાં સુધરેલા ધનવાન દસ્યુ એટલે અનાર્ય લોકના સાત ગઢ તથા નેવુ કિલ્લા વિષે વર્ણન છે. તેઓ હિંદના બળવાન રાજ્યો ઉપર અમલ ચલાવતા હતા તથા ધર્મના વિધિસાથે પરલોકની પણ ઈચ્છા રાખતા હતા.

પ્ર. હાલના અનાર્ય લોકનું વર્ણન કરો.

ઉ. હાલના અનાર્ય લોક તેમને આર્ય લોકે સપાટ મુલકમાંથી હાંકી કહાડ્યા ત્યારથી તેઓ પોતાની જંગલી સ્થિતિમાં પર્વતોમાં રહેછે. અને તેમાંની દરેક જાત વિચિત્ર રૂઢીઓ તથા ધર્મના વિધિ પાળેછે.

પ્ર. આન્દા માન બેટના રહેવાસીઓ પેહેલાં કેવી સ્થિતિમાં હતા ?

ઉ. એ બેટના રહેવાસીઓ પેહેલાં જંગલી સ્થિતિમાં

હતા. તેમને અરબ અને પ્રથમના યુરોપી વહાણ વટીઓએ શ્વાન મુખા અને માણસને ખાનારા લખ્યાછે. સન ૧૮૫૫માં ત્યાં અંગ્રેજી થાણું બેઠું તે વખતે એ લોકો નાગા ફરતા તથા માણસના માંશનો ભક્ષ કરતા હતા.

પ્ર. મકાસ ઇલાકાના ડુંગરી માણસો કેવી સ્થિતિના છે?

ઉ૦ એલોક કેવલ જંગલી સ્થિતિનાછે. એમાંના પુલીઅરનામે લાંબાવાળ વાળા અને જંગલી દેખાવના લોક જગલની નીપજનો તથા ઉંદર અને બીજાં નહાનાં જનાવરનો અહાર કરીને રહેછે. અને દૈત્યોને પૂજેછે. સુંદરનામે બીજી જાત મરૂડી કે કોતરમાં રહેછે. અને એક સ્થાઇ મુકામ ન રાખતાં ઢોરો સહીત પર્વતોના અંદરના ભાગમાં ભટકેછે. હિંદની નૈરૂત્યદિશાના નૈયરલોકમાં એક સ્રીને ઘણા ભરથાર હોયછે. ને મિલ્કતનો વારસો બેનના છોકરાને મળેછે: હિમાલયના અનાર્યલોકમાં પણ એનાજેવીજ રૂઢીછે.

પ્ર૦ મધ્ય પ્રાંતના અનાર્યલોકનું વર્ણનકરો.

ઉ૦ મધ્ય પ્રાંતમાં ગાંડનામે જાતછે તે સુધરેલીછે. પણ વધારે વગાડાઊ જાતો જંગલ છોડતી નથી. તેઓ શિકારવડે ગુજરાન ચલાવેછે. અને ચકમકનાં તીર કાંમઠાંમાં ઘાલી કામઠું બેપગે દાબી બેહાથે પણછ ખેંચી તીર મારેછે. સરમાળ મારીલોક અજાણ્યા માણસને દેખીને નાસીજાયછે. ને રાજાના માણસો ખંડણીલેવા ઢાલવગાડે એટલે જમીનની નીપજમાંથી જે આપવાનું હોય તે ઠેરવેલે ઠેકાણે આવી મૂકીને જતા રહેછે.

પ્ર૦ પાંદડાં પહેરેનારી પતુઅકે જુઆંગજાત કયાંરહે છે?

ઉ૦ પાંદડાં પહેરનારી પતુઅકે જુઆંગજાત ઓરીસ્સાંનાખંડીઆં સંસ્થાનોમાં રહેછે. થોડા વખત પહેલાં તેમનાં બૈરાં નવસ્રાં ફરતાં. કેડે મયણકાની માળા પહેરવાં ને આગળ પાછળ પાંદડાંનો ગુચ્છો લટકાવતાં હતાં. પણ

કોલ લૂગડાંપહેરતાં શીખ્યાંછે.

પ્ર૦ હિમાલયની વગડાઉ અનાર્યજાતનું વર્ણનકરો.

ઉ૦ હિમાલયની ઉત્તરસિમાપર વગડાઉ અનાર્ય લોક વસેછે. આસામના ડુંગરી લોકની બોલીમાં ગાઉનું માપ નથી પણ રસ્તામાં તમાકુ કેટલો ખાધો કે પાનકેલાં ચાવ્યાં તે ઉપરથી કેટલું ચાલ્યા તે ગણેછે. તેમને કામ કરવું ગમતું નથી. તેઓ વિકાળ, કાળા અને ઠીંગણાછે. એઓ આગળ લૂટવાનો ધંધોકરતા હતા. પણ અમણાં સરકારે તેમને લૂગડાં, ચાંચવાને અનાજ આપી સીમાડાના રક્ષણનું કામ સોપ્યું છે.

પ્ર૦ વધારે સુધારેલી અનાર્યજાતો કેઈછે. ?

ઉ૦ ત્રણહજારથી વધારે વરસોપર વેદના કવિઓએ વર્ણાવેલીછે તેવીજ અનાર્યજાતો અદ્યાપી છે. પરંતુ કેટલીક જાતો આગળ વધેલીછે. તેમાં સંતાલ અને સ્કંધ એ બે જાતના લોક છે.

પ્ર૦ સંતાલલોક ક્યાં વસેછે તથા તેમની રીત ભાત કેવીછે?

ઉ૦ સંતાલ લોક નિચલા બંગાળામાં ગંગાના પ્રદેશને કાંઠે આવેલા ડુંગરોમાં વસેછે. તેઓ સ્થાઇ મુકામરાખી ખેતીનો ધંધોકરેછે. ગામનો રાજ વહીવટ મુખી પટેલ કરેછે પણ છોકરાંના અમલદારો જૂદા હોયછે. ગામમાં ઘણો સંપ રાખવાની રીતછે. શીકાર અને દેવપૂજા બધા સાથે કરેછે. તેમનામાં જાતબહાર મૂકવો એ મોટામાંમોટી શિક્ષાછે. શિક્ષા માફ્થવાને માટે આખા ગામને ઉજાણી તથા ચોખાનોદારૂ આપવો પડેછે.

પ્ર૦ સંતાલ લોકોની લગ્નક્રિયા કેવીછે ?

ઉ૦ એ લોકોમાં બાળલગ્ન થતાં નથી પણ ૧૫ થી ૧૭ વરસની ઉમરે એક બીજાને પસંદપડતાં લગ્નકરે છે. લગ્નક્રિઆને અંતે કંન્યાનાં સગાં બળતા અંગારાને સાંબે

લાથી ખાંડી તથા પાણીથી ઓલવી પીએરીઆંનો સંબંધ તુટ્યાની નીસાની કરેછે, એ લોકો પોતાની સ્ત્રીઓને માન આપેછે તથા પેહેલી વાંઝણી સિવાય બીજી પરણુતા નથી.

પ્ર૦ સંતાલ લોક પ્રેતક્રિયા કેવીરીતે કરેછે ?

ઉ૦ સંતાલોપ્રેત એટલે મડદાંને બાળે છે તથા તેમની ખોપરીના ત્રણ કડકાકરીને દામોદર નદીમાં નાખેછે.

પ્ર૦ સંતાલો કયાદેવને માનેછે?

ઉ૦ સંતાલ લોક જગતના નિયંતા મહાપ્રભુને જાણુતાનથી પણ રાક્ષસો, ભુતો અને વૈતાળાદિને પ્રસંન રાખવા કુકડાં બોકડાં વિગરેનો ભોગ આપેછે. અને તેઓનાં રેહાણુ ઝાડ અને પર્વતોમાં માનેછે. માટે ગામડાના લોક દરેક ઝાડની આસપાસ નાચેછે.

પ્ર૦ સંતાલ લોકનો ઇતિહાસ કહો.

ઉ૦ સંતાલ લોક ગયા સકાની આખરસુધી લૂટવાનો ધંધો કરતા હતા. પણ હાલ બ્રિટિશ અમલ નીચે શાંત પણે ખેતીકરેછે તેઓ સીમાડાનેસારૂ લઢીમરતા હતા, તે અટકાવાને હાલ સરકારે પથરા દટાવ્યાછે. બાપનું દેવું આપવામાં તેઓ આબરૂ માનેછે.

પ્ર૦ કંધ લોક કયાં વસે છે? ને તેઓની રીતભાત કેવીછે?

ઉ. કંધ લોક ઓરીસાને કાંઠે ઉભા અને વનથી છપાયલા પહાડોમાં વસેછે. તેઓમાં દરેક પ્રકારની સત્તા તેમના વડીલોના હાથમાંછે. ઉમરે પહોચેલા છોકરા અને વહુઓ વડીલના ભેગાં રહેછે અને મોટી મા જે રાંધેછે. તે સઘળા જમેછે. જમાતની વડી શાખામાં જે વડો દીકરો હોય તે જમાતનો નાયક થાયછે. પરંતુ તે લાયક ન હોય તો તેની જગાએ તેનો કાકો કે ભાઈ નીમાયછે. કંધ શબ્દનો અર્થ પર્વતવાસીછે.

પ્ર૦ કંધ લોકની સજા કરવાની રીત કેવી હતી.?

ઉ૦ સન ૧૮૩૫ પહેલાં તેઓ ખૂનને સાટે ખૂન લેતા, બે વાર ચોરી સાબીત થયે જાત બહાર મૂકતા, વાંધો પતાવવા દ્વંદ્વ યુદ્ધ કરતા તથા ઉકળતા તેલથી કે તપાવેલા લોઢાથી ધીજ કરતા અથવા કીડીના દર ઉપર, વાઘના નખ ઉપર કે ધીલોડીના ચામડા ઉપર સમ ખવરાવતા હતા.

પ્ર૦ કંધ લોકમાં જમીનદાર થવાનો કોને હક નથી!

ઉ૦ જે કંધ પોતાને હાથે જમીનનો બચાવ કરી શકે નહી તેને તથા સ્ત્રીને જમીનદાર થવાનો હક નથી. તેથી ઘરનો પિતા અપુત્ર મરી જાયતો તેની જમીન ગામના બીજા વડીલોને વેંચી આપવામાં આવેછે.

પ્ર૦ કંધ લોકની ખેતી કરવાની રીત કેવીછે!

ઉ૦ કંધોની ખેતી કરવાની રીત સ્થાઈ કે ભટકતી નથી પરંતુ એ બેની વચલે વાંધેની રીતછે. તેઓ જમીનનો કસ પહોંચે ત્યાં લગી તે ઠેકાણે વસી ખેતી કરેછે. પણ કસ ખાલી થએ બીજે ઠેકાણે જઈ વસે છે. એમનામાં પહેલાં ૧૪ વરસે જગ્યા બાદલવાનો ધારો હતો.

પ્ર કંધ લોકોમાં લગ્ન કેવી રીતે થાયછે!

ઉ૦ કંધ લોમાં લગ્ન નથી પણ કંન્યા હરણ કરવાનીરીત છે. તેઓ ઉજાણી કે જમણવારમાંથી બળાત્કારે કંન્યાનું હરણ કરેછે. એ તેમનું લગ્નછે. છોકરો દસ વરસની ઉમરે ને છોકરી ચૌદ વરસની ઉમરે પરણેછે. એમનામાં એક જીવતી બાયડી ઉપર બીજી તેની રજા સિવાય પરણી શકાતી નથી.

પ્ર૦ કંધ ગામોના દાસ કોણછે!

ઉ૦ કંધ ગામોમાં નીચી જાતના લોકો હોય છે તે કંધ ગામોના દાસ ગણાય છે. ખેતી અને યુદ્ધ એ બે વાનાં કંધને કરવાં ગમેછે. બાકીના ધંધાને તે ધિકારે છે. માટે એ ધિક્કારેલા વણુનાના, લૂહારના કુંભારના, અને ભરવાડના

તથા કલાલના ધંધા તેમજ ગામનાં બીજાં ગંદાં કામ એ નીચી જાતના લોક વંશ પરંપારા કરેછે. એ નીચી જાતને જમીનદાર થવાની, યુધ્ધે ચડવાની અને ગામની દેવ પૂજામાં સામેલ થવાની મના છે.

પ્ર૦ કંધ લોકોમાં નર મેધ કેવી રીતે થનો!

ઉ૦ સંતાલોની પેઠે કંધોને પણ ઘણા દેવો છે. ગોત્રદેવ. જ્ઞાતિ દેવ, કુળ દેવ અને અપદેવ તથા અસુરો. પરંતુ ભૂદેવ એ તેમનો મોટામાં મોટો દેવછે. તેને વરસમાં બેવાર ને બીજી આફતો ને સમે પ્રસન્ન કરવા માણસનો ભોગ આપતા હતા. અને તેનું માંશ તથા લોહી ગામનાં ખેતરોમાં છાંટતા હતા.

પ્ર૦ કંધલોકની બ્રિટિશરાજમાં હાલત કેવીછે ?

ઉ૦ સન ૧૮૩૫ માં કંધલોક બ્રિટિશરાજમાં દાખલ થયા પછી તેમની હાલત શાંતિ તથા આબાદીમાંછે. તેમને નરમેધ કરવાની મનાકરીછે તથા એમના ડુંગરોમાં સડકો કરીછે અને ત્યાં ગુજરીઓ ભરાયછે. એમની રીતભાતમાં ઈંગ્રેજ અમલદારો ઝાઝોહાથ ઘાલતા નથી.

પ્ર૦ હિંદમાં અનાર્યલોક ક્યાંવસેછે! ને તેઓ કેટલાં કુળનાછે ?

ઉ૦ અનાર્યલોક આખા હિંદમાં વિખરાયલાછે. તેઓ ત્રણકુળનાછે. તેમાંનું એકકુળ હિમાળયની મર્યાદામાં વસેછે; બીજું કોલારીકે કોળી તે દક્ષિણતરફ વિંધ્યાચળ પર્વતની મર્યાદામાં વસછે. ત્રીજું દ્રાવિડકુળ તેની વસ્તી દક્ષિણમાં કંન્યાકુમારી સુધીછે. એ લોકો ઈતિહાસ સમયની પહેલાંની, દુનીઆના અવશેષછે.

પ્ર. અનાર્ય લોકનાં લક્ષણ કેવાંછે ?

ઉ. તેમનીજોડે ભલમનસાઈએ વર્તવાથી તેઓ સાચા શૂરા અને નિમકહલાલ તથા માયાળુ માલમ પડેછે. એમ-

નામાં સારા સીપાઇ થવાનોગુણછે. બ્રિટિશોને દક્ષિણ હિંદ જીતવામાં અને પ્લાસીની લડાઈમાં એ જાતના સીપાઇઓ એ ઘણી મદદકરી હતી. તેમજ અફગાન લડાઈમાં માન પામેલી ગુર્ખા પલટણો પણ એજ જાતનીછે.

---

## પ્રકરણ ૪ થું.

પ્ર. આર્યકુળનું વર્ણન કરો.

ઉ. પ્રતાપી આર્યકુળનો મૂળ વાસ મધ્ય એશિઆમાં હશે એમ જણાયછે. એમૂળ રેહાણમાંથી કેટલાક આર્યો પૂર્વ તરફ અને કેટલાક પશ્ચિમ તરફગયા. પશ્ચિમતરફ ગએલા લોકોએ પારસી,ગ્રીક અને રોમનું રાજ સ્થાપ્યું; પછી રોમન લોકોમાંથી કેટલાક સ્પેન અને ઈંગ્લાંડમાં જઇ વસ્યા, પૂર્વ-તરફ ગયેલા લોકો પંજાબને રસ્તે હિંદમાં પેઠા. એઓમાં મુખ્યત્વે બ્રાહ્મણઅને રજપૂત હતા.

પ્ર. યુરોપ અને હિંદના પ્રાચિન ઇતિહાસકયો ?

ઉ. પ્રતાપી આર્યલોકે યુરોપને હિંદમાં જઇત્યાંના પ્રથમ વસનારા લોકોને જીતી લીધા તથા તેઓ ઉપર પોતાની સત્તા બેસાડી એકતા બતાવી એ તેમનો પ્રાચિન ઇતિહાસછે.

પ્ર. મૂળસ્થાનમાં આર્યોની કેવી અવસ્થા હતી ?

ઉ. એમનોમૂળ ઈતિહાસ થોડોજ જણાએલોછે. પરંતુ મૂળ રહેલા શબ્દોઉપરથી પંડિતો અનુમન કરેછે કે તેઓ પો-તાનાં ઢોરોસહીત ઘાસના અરણ્યોમાં ભટકતા અને અનાજ પકવવાને લાંબોવખત મુકામ રાખતા હતા. તે લૂગડાં વણવાનું. તથા શીવવાનું જાણતા હતા તથા રાંધેલુંઅન્ન જમતા હતા. વેદના કવિઓ એ " શતમ શરદમ " એ શબ્દોમાં શો શિઆળાસુધી જીવવાનું માગ્યું છે.

પ્ર. ગ્રીક, રોમ, ઈંગ્રેજ અને હિંદના પૂર્વજોમૂળે એશિઆમાં ભેગારેહેતા એવું શાથી માલમ પડેછે ?

ઉ. તેમની બોલીઓ ઉપરથી. હિંદની ગંગા, ગ્રીસની ટૈબર અને ઈંગ્લાંડની ટેમ્સને કાંઠે બોલાતી ઘણીખરી ભાષાઓમાં મા, બાપ, ભાઇ, બેન અને વિધવાનાં નામો મલતાં આવેછે. સંસ્કૃતમાં દુધ દોહનારી દુહિતા એટલે દીકરી તેને ઈંગ્રેજીમાં ડાટર કહેછે.

પ્ર. યૂરોપ અને હિંદના ધર્મો મૂળ એકજહતા એવું શાથી માલમ પડેછે?

ઉ. તેમના દેવોનાં નામ ઉપરથી. કેમકે વેદના જે દેવો હતા તેમાંના ઘણાખરા ગ્રીસ અને રોમના દેવો હતા અને આજે પણ કલકત્તાના બ્રાહ્મણો, ઈંગ્લાંડના પ્રોતેસ્તાન પાદ્રિઓ અને પિરૂના કાથોલીક પાદ્રિઓ જે નામથી ઈશ્વરને ભજેછે તેનું પ્રાચિન આર્યમૂળ એકજ છે.

પ્ર. હિંદના આર્યોનું પ્રસ્થાન શાથી માલમપડેછે ?

ઉ. હિંદના આર્યોનું પ્રસ્થાન વેદના મંત્રોથી માલમ પડેછે. આરંભના મંત્રો તેમને ખૈબરની ઉત્તરે કાબુલમાં દેખાડેછે. પછીના મંત્રો ગંગાસુધી ગએલા અને વિજય પૂર્વક આગળ વધતું જણાવે છે. પંજાબમાં તેઓ ઢોરચારૂ સ્થિતિ છોડી દેઈ સ્થાઈ ખેડુત થયા. તેથી ત્યાંની નદીઓની સ્તુતિ કરીને વેદના કવિઓએ ગાયું કે સિંધુ બહુ કીર્તિમાન ધન આપનાર અમારૂં કહેવું સાંભળે ઇત્યાદિ. તેમજ હિમાલયની તળેટીમાં તેઓ બહુ કાળ સુધી રહ્યા તેથી લખ્યું કે હિમાલય પર્વતમાં ઊંચે દેવોને અને વિરોને રહેવાનું સ્વર્ગછે અને ભલા તથા શૂરા માણસો ત્યાં વિરામે છે.

પ્ર. ઋગવેદ કયારે થયો ?

ઉ. એપૂજનીય મંત્ર ગ્રંથ કયારે થયો તે જણાયું નથી કોઈ પાંચ હજારને કોઇ સાડાત્રણ હજાર વરસ કહે છે.

હિંદુઓ અનાદિ કહેછે. પણ એટલું તો ખરૂંછે કે ઈ.સ.પહેલાં છઠા સૈકામાં બુદ્ધધર્મથયોતે પહેલાંહિંદમાં વેદધર્મ ચાલતોહતો.

પ્ર. પ્રચિન કાવ્ય સંગ્રહ કયોછે ?

ઉ. ઋગવેદસંહિતા એ પ્રાચિન કાવ્ય સંગ્રહ છે. એમાં ૧૦૧૭ સૂકતોછે અને તે સૂકતોમાં ૧૦૫૮૦ મંત્રો છે. એ મંત્રોથી જણાયછે કે સિંધુને કાંઠે રહેનારા આર્યોમાં ઘણાં ગોત્રો હતાં અને તેઓ સંપકરીને કાળી ચામડાવાળા સાથે લઢતા હતા. દરેક કુંટબના પીતા ઘરના પુરોહિતનું કામ કરતા પણ યજ્ઞ યાગાદિકમાં વિશેષ કુળના પુરોહિતને બોલાવતા. રાજા ઠરાવવાનું કામ લોકને માથે હતું. સ્ત્રીઓ ભણેલી તથા ઊંચ અવસ્થાએ હતી. વેદનાં અંતસુંદર સૂકતો સંન નારીઓ અને રાણીઓનાં રચેલાંછે. લગ્નપવિત્રકામ ગણાતું ને સતી થવાનો ચાલ નહોતો. શોક કરનાર વિધવાને વેદના મંત્રોમાં આ પ્રમાણે કહ્યુંછે "ઉઠબાઈ આ જીવતા જગતમાં આવ, અમારીપાસે આવ, તારા પતિ પ્રત્યે તારા પતિધર્મ તેં બજાવ્યા છે."

પ્ર. વેદથી આર્યોનો શો સુધારો જણાય છે ?

ઉ. વેદથી આર્યોની કારીગરીનો તથા યુદ્ધ વિગરેનો સુધારો જણાય છે. તેઓમાં લુહાર, કંસારા, સોની સુતાર અને હજામની કારીગરી હતી. તેઓ રથે ચઢી લઢતા પણ લઢાઈમાં હાથી વાપરતા નહીં પરંતુ ઘોડે બેસતા હતા. હળવડે ખેતી કરતા, ગામ અને નગરમાં રહેતા, પશુ એ તેમનું મુખ્ય ધન હતું. દંડમાં પણ તેજ અપિતા. ગોમાંશ ખાતા ને સોમ નામે રોપાનો દારૂ બનાવી પીતા હતા.

પ્ર. વેદમાં કયા દેવોનું વર્ણન છે ?

ઉ. વેદમાં વરૂણ, અગ્નિ, વાયુ અને સૂર્ય ઇત્યાદિ તેત્રીસ દેવોનું વર્ણનછે. તેમાંના અગીઆર દેવ દેવલોકમાં, અગીઆર પૃથ્વી ઉપર અને અગીઆર અંતરિક્ષમાં વસેછે.

પ્ર. વેદમાં પરમેશ્વર વિષેનો વિચાર શા ઉપરથી માલમ પડે છે?

ઉ. વેદના કવિઓની સ્તુતિ પ્રાર્થના ઉપરથી. તેઓ ઇશ્વરના ઇંદ્ર, શોમ, વરૂણ, ઇત્યાદિ હરકોઈ નામથી સ્તુતિ પ્રાર્થના કરતા તે વખતે તેનેજ જગતનો નિયંતા પાળનાર ને સરજનાર તથા દેવોનો દેવ કરી કહેતા હતા.

પ્ર. વેદના મંત્રોમાં સ્તુતિ પ્રાર્થના કેવી રીતે કરેલાં છે?

ઉ. વેદના મંત્રોમાં લખ્યુંછે કે "આરંભમાં સુવર્ણ બાળક ઉદય પામ્યો તે સર્વ સ્વનો મૂળ જન્મેલો પ્રભુ હતો તેણે પૃથ્વી અને આકાશને સ્થાપન કર્યાં. કયા દેવને અમે અમારો હવી અર્પણ કરીએ"

જે પ્રાણદાતા છે, જે બળદાતા છે, જેની આજ્ઞા સર્વ પ્રકાશમાન દેવો માન્ય કરેછે, જેની છાયા અમરપણું છે, જેની છાયા મોત છે તેને. ઇત્યાદિ.

પ્ર. આર્યો મડદાંને કયો દાહ આપતા હતા?

ઉ. આર્યો હિંદમાં તેમજ ગ્રીસમાં અને ઈટાલીમાં મડદાંને ચિતા ખડકી બાળતા હતા. પણ મૂળ વતનીઓ પથરની બે ડાળ ધોરો નીચે પોતાનાં મડદાંને દાટતા હતા.

પ્ર. મરનારનું ફળ ઈચ્છવાના મંત્રોમાં શું લખ્યું છે?

ઉ. સિધારતું, પ્રાચિન માર્ગે સિધારતું, જે સ્થળે આપણા પિતૃ ગયાછે ત્યાં જા, પૂર્વજોને મળજે, યમરાજાને મળજે, તારી અપૂર્ણતાઓ તજી સ્વધામ જા, કોઇશરીમાં જોડાઈ જા. પ્રકાશમાન વસ્ત્રવાળું રૂપ ધારણ કર. ઇત્યાદિ.

પ્ર. મૂળ વેદ કેટલા ને તેમાંથી બીજા કયા વેદો થયા?

ઉ. મૂળતો ઋગ્વેદ એ એકજ વેદ હતો પણ તેમાંથી સામ, યજુર અને અથર્વ એ ત્રણ અનુષ્ઠાન ગ્રંથો બની ચાર વેદ થયા છે.

પ્ર. વેદ શબ્દનો અર્થ શો?

ઉ. વેદ એટલે પરમેશ્વર સંબંધી જ્ઞાન. વેદ શબ્દ જે ધાતુ ઉપરથી થયો છે તેજ ધાતુ ઉપરથી લાટિન "વાઈડીયરી" ગ્રીસ "ફ્રેદો અથવા ઓઈદા" અને ઇંગ્રેજી "ઉવિરદમ" શબ્દો થયાછે. એ બધાનો અર્થ જોવું અને જાણવું થાયછે.

પ્ર. દરેક વેદના પેટામાં ગદ્ય ગ્રંથો કયાછે ?

ઉ. દરેક વેદના પેટામાં બ્રહ્મણ નામે ગદ્ય ગ્રંથો છે. એ બ્રાહ્મણોમાં યજ્ઞો વિષે અને પુરોહિતો ને કરવાનાં કામ વિષે ખુલાશાછે. એમાં પાછળથી સૂત્રો ઉમેરવામાં આવ્યાં છે.

પ્ર. બ્રહ્મણ પછી કયા ગ્રંથો થયા ?

ઉ બ્રાહ્મણ પછી ઉપનિષદો નામે ગ્રંથો થયા. એ ઉપનિષદોમાં પરમેશ્વર અને આત્મા વિષે વિચાર લખ્યા છે.

પ્ર. સૂત્રો, શ્રુતિ અને સ્મૃતિ એ શબ્દોના અર્થ કહો.

ઉ. સૂત્રો એટલે કાયદા અને ક્રિયા વિષે ટુકામાં અર્થવાળાં વાક્યે ; શ્રુતિ એટલે પરમેશ્વર પ્રેરીત કે પરમેશ્વરથી સાંભળેલું અને સ્મૃતિ એટલે સાંભરેલું કે યાદ આવેલું.

પ્ર. હિંદના આર્યોમાં પેહેલાં કેટલી નાતો થઈ ?

ઉ. હિંદના આર્યોમાં પ્રથમ બ્રાહ્મણ, ક્ષત્રી, વૈસ્ય અને શુદ્ર એ ચાર જ્ઞાતિઓ થઇ. તેમાંની પેહેલી ત્રણ દ્વિજ એટલે બે વાર જન્મેલી કહેવાય છે* અને શુદ્ર એ અનાર્ય કે જીતાયલા લોક કહેવાય છે. એમને માથે દ્વિજોનાં દાસત્વનાં, ખેતીનાં અને ગામનાં બીજાં કડણ તથા ગંદાં કામ કરવાનાં હતાં.

પ્ર. બ્રાહ્મણ જ્ઞાતિની વડાઈ શી રીતે સ્થાપન થઇ ?

ઉ. બ્રાહ્મણોએ પોતાને ઈશ્વર તરફથી વડાઈ મળી છે એવો બોધ કરી જણાવ્યું કે બ્રહ્માએ જગત સરજ્યું તે વખતે તેના મૂખમાંથી બ્રાહ્મણ નીકળ્યા, બાહુમાંથી ક્ષત્રી, જાંગમાંથી કે પેટમાંથી વૈસ્ય અને ચરણમાંથી શુદ્ર નીકળ્યા.

---

* જનોઇનો સંસ્કાર એ તેમનો બીજો જન્મ છે.

પ્ર. બ્રહ્મણના ચારે આશ્રમ કયા ?

ઊ. બ્રહ્મચર્ય, ગૃસ્થાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ, અને સન્યસ્ત એ બ્રાહ્મણના ચાર આશ્રમ છે. જનોઇ દેઇ દ્વિજ કર્યા પછી ગુરૂ પાસે ભણવામાં ને તેની સેવા કરવામાં પેહેલો કાળ કહાડવો તેને બ્રહ્મચર્ય, સ્ત્રી પરણી પરિવાર ઉછેરી સંસાર નભવવો એને ગૃસ્થાશ્રમ, અને સંસાર તજી વનમાં વસી કંદ મૂળ ને ફળનો આહાર કરી ધર્મ સાધના કરવી તે વાન પ્રસ્થાશ્રમ તથા સંસારનો કેવળ ત્યાગ કરી શરીરના સુખ દુઃખની ગરજ ન રાખતાં કેવળ બ્રહ્મમાં તન લીન થવું તે સન્યસ્ત છે.

પ્ર. બ્રહ્મણ શાથી ઓળખાય છે ?

ઊ. બ્રહ્મણ તેના રૂપ ઉપરથી ઓળખાયછે. સુંદર ધાટીલા હોઠ અને નાક, ગોરૂ મુખ તથા ઊંચુ કપાળ અને કંઇક નાળીએરના આકારની ખોપરી તથા શિક્ષા ચારવાળો બ્રાહ્મણ, કાંસા રંગી ગાલ અને મોટા અવયવવાળા નવરાશ ઉપર પ્રેમ રાખનારા આર્યવંશી રજપૂત અને કાળી ચામડી, ચપટાં નાક, જાડા હોઠ ટુંકાં શરીર અને બંદુકની ગોળી જેવા માથાવાળા નિચ અનાર્ય શુદ્રોથી બ્રહ્મણનો ભેદ વટે માર્ગુ મુસાફરના જોવામાં પણ આવેછે

પ્ર. બ્રહ્મણોની ધર્મ વિદ્યા કેઈ હતી?

ઉ. બ્રાહ્મણોએ એક અદ્વૈત પરમેશ્વરને જાણ્યા તથા માન્યા છતાં બીજાઓને ચાર નાત, ચાર વેદ, અને ઘણા દેવો માનવા દીધા તૈ. વિચાર વંત બ્રહ્મણોના મનમાં ઉતર્યું કે આરંભમાં એક નાત, એક વેદ અને એક પરમેશ્વર હતાં.

પ્ર. હિંદુના ત્રણ મુખ્ય દેવ કયા ?

ઉ. બ્રહ્મા, વિષ્ણુ અને શિવ એ હિંદુના ત્રણ મુખ્ય દેવ છે. બ્રહ્મા સરજાવનાર, વિષ્ણુ પાળનાર અને શિવ નાશ

કરનાર. વિષ્ણુ અને શિવનાં નર નારી ભિન્ન ભિન્ન રૂપ તે હાલના હિંદુના દેવછે.

પ્ર. બ્રહ્મણોએ તત્વ જ્ઞાનનાં કયાં શાસ્ત્રો રચ્યાંછે?

ઉ. ષડ દર્શન કહેવાયછે તે. એ ઇ. સ. પે. ૫૦૦ વરસ ઉપર રચ્યાં હતાં. અને તે પછી પાણીનીય નામે પંડિતે કૌમોદી નામે સંસ્કૃત વ્યાકરણ ઈ. સ. પે. ૩૫૦ માં રચ્યું. આ બાબતમાં રોમન અને ગ્રીક લોકથી તેમજ યુરોપની કોઇ પણ પ્રજાથી બ્રાહ્મણો ગયા સૈકા લગી આગળ વધેલા હતા.

પ્ર. આગળ બ્રહ્મણો વિદ્યાભ્યાસ શીરીતે કરતા હતા?

ઉ. આગળબ્રહ્મણો વિદ્યાભ્યાસ મુખ પાઠે ગોખીને કરતા હતા. અને એમ કરવુ તેમને સહેલું હતું. કારણકે વેદ વિગરે વિદ્યા કાવ્યમાં હતી. વેદ રચાયા પછી ગદ્યમાં લખવાનો ચાલ નીકલ્યો હતો પણ બેહજાર કરતાં વધારે વરસોથી બ્રાહ્મણો એ પદ્યમાં પૂસ્તકો રચ્યાંછે ને ગદ્ય લખવાનો હુન્નરજતોરહ્યોછે.

પ્ર. બ્રહ્મણોએ જોતિષસંબંધી શામાટે અવલોકનકર્યું?

ઉ. વાર્ષિક યજ્ઞોના યોગ્ય દિવસ મુક્રર કરવાને તેમણે જોતિષ સંબંધી અવલોકન કર્યું. વેદના કવિઓએ સાર વરસનો વરતારો કરી વરસના દિવસ ૩૬૦ ઠરાવ્યા. ને દરવરસે સવાપાંચ દિવસખૂટે તેને માટે પાંચ પાંચ વરસે અધિકમાસ રાખ્યો વળી તેમને ચંદ્રની કળાનું ગ્રહોની ગતીનું અને રાસીચક્ર તથા રાસીઓનું જ્ઞાન પણ હતું.

પ્ર. બ્રાહ્મણોની ખગોળ વિદ્યામાં કેટલાં મતછે?

ઉ. બ્રાહ્મણોની ખગોળ વિદ્યામાં પાંચમત છે. તેમાંનું રોમકમત તેમણે ગ્રીકપાસેથી લીધુંછે. ઇ. સ. પે. ૩૨૭ માં ગ્રીકલોક ભરતખંડમાં આવ્યા હતા તેમની પાસેથી એ મતનો ગ્રંથ તેમણે શીખી લીધો હતો.

પ્ર. બ્રાહ્મણોની જોતિષ વિદ્યા યુરોપમાં શી રીતે ગઇ?

ઉ. તેમના ગ્રંથના તરજુમા ઈ. સ. ૮૦૦ ને સુમારે આ-

રબોએ કર્યા તે માર્ગે પછી તે યુરોપમાં પહોચી.

પ્ર. બ્રાહ્મણોની જોતિષ વિદ્યાની પડતી કયારથી થઇ ?

ઉ. ઇ. સ. ૧૦૦૦માં મુસલ્લમાનો હિંદમાં લૂંટવા તથા ઉજડ કરવા લાગ્યા ત્યારથી બ્રાહ્મણોની જોતિષ વિદ્યાની પડતી થઈ. તોપણ વખતે વખત હિંદુ ખગોળવેત્તા ઉત્પન્ન થતા હતા, તેમનાં નિરિક્ષા સ્થળો કાશીમાં ને બીજે ઠેકાણે આ-જ પણ જોવામાં આવેછે. પ્રખ્યાત ખગોળ વેત્તા દીલાહૈરની તારાની યાદી હિંદના ખગોળવેત્તા રાજા જયસિંહે સુધા-રી હતી.

પ્ર. બ્રાહ્મણોનું વૈદ્યક શાસ્ત્ર શામાં ગણાય છે ?

ઉ. બ્રાહ્મણોનું વૈદ્યક શાસ્ત્ર ઉપવેદમાં ગણાયછે. એ શાસ્ત્ર તેમણે અભ્યાસ કરી પૂર્ણ કળાએ પહોંચાડયું હતું. તેઓ જનાવરનાં મડદાં ચીરતા અને માંશને બદલે પાટલા ઉપર મીણના થર કરી છોડવાની ડાળીઓવડે છેદવાની કળા વિ-દ્યાર્થિઓને શીખવતા હતા.

પ્ર. હિંદની વૈદ્યક વિદ્યા યુરોપમાં શી રીતે ગઇ ?

ઉ. હિંદના વૈદ્યક શાસ્ત્રના તરજુમા અરબોએ કર્યા અને અરબી પુસ્તકો ઉપરથી યુરોપની ભાષામાં એ વિદ્યા લખાઈ.

પ્ર. વૈદ્યરાજ ચરક કયારે થયો ?

ઉ. એવું ધારવામાં આવેછે કે ઈશુખ્રિસ્ત પહેલાં ચરક થઈ ગયો, એ ચરકનું મત યુરોપમાં વૈદ્યક વિદ્યાનાં પુસ્તકોમાં પ્રમાણ ગણવામાં આવ્યું છે.

પ્ર. હિંદુ વૈદ્યક વિદ્યાની શાથી પડતી થઈ ?

ઉ. અરવાચિન હિંદુ ધર્મના વહેમને લીધે તથા એ વિદ્યાને કોઈ રાજ આશ્રય ન મળ્યો તેથી એ વિદ્યાની પડતી થઈ. નાત જાતરૂપી ધર્મની બેડીને લીધે બ્રાહ્મણો-મૃત પદાર્થને અડકવામાં બાધ ગણવા લાગ્યા. તેથી એ વિદ્યા વૈદ્ય નામે વર્ણસંકર જ્ઞાતિના હાથમાં ગઇ. તે પણ મડદાં

શરીરવાથી વેગળા રહ્યા. તેથી વૈદ્યક વિદ્યાને છેક હાની પહોંચી અને આખરે ગામડીઆ ઊંટ વૈદું રહ્યું.

પ્ર. હિંદના સંગીત શાસ્ત્રમાં કેટલા સૂર છે?

ઉ. હિંદના સંગીતમાં સાત સુરછે. એ સૂરઈરાનમાં થઈ અરબસ્તાનમાં ગયા અને ત્યાંથી ઈ. સ. ૧૧ મા સૈકડામાં યુરોપના સંગીતમાં દાખલ થયા.

પ્ર. બ્રાહ્મણોના કાયદાનાં ધર્મ શાસ્ત્ર કયાં ?

ઉ. ગૃહ્ય સૂત્ર તથા મનુ અને યાજ્ઞવલ્કય વિગેરે સ્મૃતિઓ બ્રાહ્મણના કાયદાનાં ધર્મ પુસ્તકછે. એમાં ત્રણ ભાગછે ૧. આચારાધ્યાય—એમાં ઘર અને સંસારના અધિકાર અને કરતવ્યોછે. ૨. વ્યવહારાધ્યય.-એમાં ન્યાય પ્રકરણ છે. ૩. પ્રાશ્ચિતાધ્યાય-એમાં ધર્મ ને લગતાં પાપનાં પ્રાશ્ચિતો કરવાની ક્રિયા અને તપ સંબંધી છે. એ શાસ્ત્રોમાં લગ્ન, વારસો, અને ખાવા પીવા વિષે ઘણા નિયમોછે. તથાપી શ્રેષ્ઠ સ્મૃતિકારોએ દેશાચારને વધારે પ્રાધાન્ય આપ્યું છે. અને તેજ આધારે નેર અને બીજી અનાર્ય જાતમાં એકથી વધારે ધણીઓ કરવાને સ્ત્રીઓને છૂટછે. અને વારસાના પણ એજ પ્રમાણે નિયમછે.

પ્ર. બ્રાહ્મણોની કાવ્યમાં પ્રખ્યાત વિરરસ કાવ્યો કયાં છે?

ઉ. બ્રાહ્મણોએ વારસવાર ઈતિહાસ લખ્યો નથી પણ પ્રાચિન વિગ્રહો અને શૂરવિરનાં ચરિત્ર કાવ્યમાં વર્ણવ્યાંછે એ કાવ્યોમાં અતિ પ્રખ્યાત વિરરસ કાવ્યો મહા ભારત અને રામાયણછે.

પ્ર. મહાભારતની મુખ્ય વાર્તાનો સમય કયો?

ઉ. મહાભારતની કથા વેદના જેટલી જૂની છે. એની મુખ્ય વાર્તાનો સમય ઈ. સ. પૂ. ૧૨૦૦ પહેલાંનો છે. એ પુસ્તકમાં બે લાખ ને વિસ હજાર લીટીઓ છે.

પ્ર. મહાભારતમાં શી વાર્ત્તા છે?

પ્ર. ચંદ્રવંશી રાજનાં કૌરવ અને પાંડવ નામે બે કુંટુંબો દિલ્લીની પાસેના કેટલાક મુલકને સારૂ વઢ્યાં તે વાર્ત્તા મહાભારતમાં છે.

પ્ર. મહાભારતનો સાર શો છે ?

ઉ. મહાભારતનો સાર એછે કે અદેખા કૌરવોએ પાંડવો ને જૂગટું રમાડી બેવાર હરાવી વનમાં કહાડયા. તેઓ વનવાસની મુદતપુરી થએ રાજનો ભાગ લેવા આવ્યા ત્યારે તે ન આપ્યો તેથી કુરૂક્ષેત્રમાં મોટી લડાઇ થઇ તેમાં કૌરવો હાર્યા તથા તેમનો નાશ થયો. અને પાંડવો લાંબો વખત રાજ ભોગવી સુકીર્તિ પામ્યા.

પ્ર. મહાભારથમાં એ વિના બીજી શી વાતોછે ?

ઉ. મહાભારતમાં એ વિના આગળની બીજી કથા ઓ, દેવોની વાતો, ક્ષત્રીઓની ફરજો ને તેમને બ્રાહ્મણને માન આપવાની જરૂર તથા જ્ઞાનને અર્થે ધર્મના વિષય ઉપર ઉપદેશ એવી અનેક વાર્તાઓછે. સામટે મેળે જોતાં મહાભારત એ જ્ઞાનનો મોટો ભંડારછે. એના રચનાર મોહા મુની વ્યાશ કહેવાયછે.

પ્ર. રામાયણમાં શાનું વર્ણનછે !

ઉ. રામાયણમાં આર્ય લોકો દક્ષિણમાં ગયા તેનું વર્ણનછે. એ પુસ્તક વાલ્મીકે રચ્યુંને તેમાં ૪૮૦૦૦ લીટીઓ છે.

પ્ર. રામાયણનો સાર શો છે ?

ઉ. રામાયણનો સાર એ છે કે અયોધ્યાના સૂર્ય વંશી દશરથ રાજાના દીકરા રામ સ્વયંવરમાં ધનુષ્ય વાંકુ વાળી સીતાને પરણી બાપનું વચન રાખવા વનમાં ગયા. ત્યાંથી લંકાંનો રાજા રાવણ સીતાને હરી ગયો તેથી તેણે દક્ષિણના જંગલી લોકની સેના ભેગી કરી તેના ઉપર ચઢાઇ કરી તેને માર્યો ને સીતાને પાછી આણી અયોધ્યે આવી ઘણાં વરસ રાજ ભોગવી પ્રજાને સુખ દીધું, તેથી આજ પણ લોકો રામ રાજને સંભારે છે.

પ્ર. મહાભારત અને રામાયણ વિના બીજાં કયાં વિર ર-
સ કાવ્યો છે ?

ઉ. મહાભારતને રામાયણ વિના બીજાં ઘણાં વિર રસ કાવ્યો છે. તેમાં વિર ચરિત્રને ઠામે દેવોની કથા વધારેછે. બીજાં કાવ્યોમાં રઘુવંશ અને કુમારસંભવ એ પહેલી પદ્ધિએ છે. એનો રચનાર કાળીદાસ કહેવાયછે. રઘુવંશમાં અયોધ્યાના રાજા રઘુ અને તેના વંશજ રામની કીર્તિ ગાઈછે. અને કુમાર સંભવમાં યુદ્ધાના દેવ કાર્તિકયનું જન્મ ચરિત્ર છે.

પ્ર. સંસ્કૃત નાટકનો પિતા કોણ કહેવાયછે ?

ઉ. સંસ્કૃત નાટકનો પિતા કાળીદાસ કહેવાયછે. એ પંડિત ઉજ્જનના વિક્રમરાજાના દરબારમાં નવ રત્ન કહેવાતાં તેમાંના એક હતા. તેમણે સકુંતળાને મૃચ્છકટી વિગરે નાટકો રચ્યાંછે. નટ ઉપરથી નાટક થયુંછે એનો અર્થ નાચવુંથાય છે.

પ્ર. સકુંતલાનાટકમાં શી વાતછે ?

ઉ. સકુંતલા નાટકમાં ખોવાયેલી વિંટી વિષે વાતછે. એટલે ચંદ્રવંશી દુસ્યંત રાજા શિકારે જઈ સકુંતલા નામે બ્રહ્મણનીકંન્યાને પરણ્યાને નીશાની દાખલ વિંટીઆપી, તે વિંટી તેણે ખોઈ, સકુંતલાને ભરતનામે દીકરો થયો તેને લેઈને તે દુસ્યંતરાજાને દરબારેગઈ ત્યાં તેને નિશાની વિના ઓળખી નહીં, તેથી તે ઘણું દુઃખ અને ખેદપામી. આખરે વિંટી જડી ત્યારે રાજાએ તેને કબુલ કરી ને સર્વ સુખીઆં થયાં. ભરત એ મોટો પ્રતાપી રાજા થઇગયો. એના કુળમાં ભારતના ચંદ્રવંશી રાજા થયા.

પ્ર. મૃચ્છ કટી નાટકમાં શી વાતછે!

ઉ. મૃચ્છ કટી નાટકમાં નિર અપરાધીનું ઉગરવું ને અપરાધીનું સજા પામવું તથા નળ નામે જૂગારી રાજા અને તેની પતિવર્તા રાણીની વાતછે.

**પ્ર.** સંસ્કૃતમાં પશુ વાર્ત્તા કેઇ છે!

**ઉ.** સંસ્કૃતમાં પંચ તંત્ર નામે પશુ વાર્ત્તાછે. એનું ભાષાંત્તર ફારસી અને યુરોપની બોલીઓમાં થયું છે. ઈંગ્લાંડ અને અમેરિકામાં એની વાતો બાળકને વાંચવી બહુ ગમેછે!

**પ્ર.** સંસ્કૃતમાં સંગીત કાવ્ય કયું છે!

**ઉ.** ગીત ગોવિંદ એટલે દેવી ગોવાળનું ગીત સસ્કૃતમાં સંગીત કાવ્યછે. એ ઘણું સુંદરછે. અને તે ઇ.સ ૧૨૦૦ માં જયદેવે રચ્યું છે.

**પ્ર.** બ્રાહ્મણોની સત્તા કેમ ટકી રહી છે!

**ઉ.** એ મોટી ભણેલી નાત હોવાથી એમની સત્તા ટકી રહીછે. એમના ગોરપણા ઉપર વારેવારે હુમલા થયાહતા ને તેથી તે એક હજાર વરસ લગી પડી ભાગી હતી પણ પાછી ચાલુ થઇ છે ને બાવીસો વરસથી તેઓ હિંદુ ગ્રંથ રચનારા, વિદ્વાન અને હિંદુરાજા રાણાના મંત્રી તથા હિંદુ લોકના શિક્ષક છે.

---

## प्रकरण ૯ મું.

પ્ર. બુદ્ધ ધર્મનો ઉદય ક્યારે થયો ?

**ઉ.** બુદ્ધ ધર્મનો ઉદય ઇ. સ. પે. ૫૪૩માં થયો. એ ધર્મના સ્થાપનાર ગૌતમ બુદ્ધ નામે પુરૂષ હતા તે ઉપરથી એનું નામ બુદ્ધ ધર્મ પડયું. એના સામા બ્રાહ્મણ ધર્મે એક હજાર વરસ લગી પ્રતિસ્પર્દ્ધા કરી હિંદમાંથી તેને હાકી કહાડયે તે બીજા દેશોમાં પ્રસર્યો. ત્યા એને માનનારા દુનિયામાં બિજા ધર્મ કરતાં વિશેપ છે.

પ્ર. ગૌતમ બુદ્ધનું પૂર્વ ચરિત્ર કહો.

**ઉ.** ગૌતમ બુદ્ધ કપિલ વસ્તુના સુદ્ધોદન રાજાનો એકનો એક દીકરો હતો. એ નાનપણમાં એકાંત વાસમાં સઘળો

વખત ગુમાવતો હતો તથાપી પુખ્ત ઉમેરે થતાં સ્વયંવરમાં પરાક્રમ કરી સ્ત્રી પ્રાપ્ત કરી. ને તેને એક દીકરો થતા લગી તે સંસારમાં રહ્યો. ત્યારપછી તે વનમાં ગયો ને મહા વૈરાગ્ય પામ્યો.

પ્ર. બુદ્ધ વનમાં કેટલાં વરસ રહ્યા ?

ઉ. એ પોતાની ઉમરના ૩૦થી ૩૫ વરસ લગી વનમાં રહ્યો. ત્યાં એની સાથે પાંચ શિષ્યો હતા. જે ઠેકાણે બુદ્ધે તપ કર્યું હતું તે ઠેકાણે હાલ બુદ્ધ ગયાનું દેરૂં છે. તપથી બુદ્ધના મનની શાંતિ થઈ નહીં તેથી તેણે માણસને ઉપદેશ કરવાનું કામ આરંભ્યું. ત્યારપછી તે બુદ્ધ એટલે સર્વજ્ઞ એવે નામે ઓળખાવા લાગ્યો.

પ્ર. બુધ્ધે જાહેર ઉપદેશ કેટલાં વરસ કર્યા ?

ઉ. બુધ્ધે જાહેર ઉપદેશ ૪૪ વરસ કર્યો. તેણે બ્રાહ્મણની પેઠે એકલા પવિત્ર લોકને નહીં પણ સર્વ જાતના લોકને બોધ આપ્યો. એના પહેલા શિષ્ય સ્ત્રીઓ હતી. ત્રણ માસપછી આઠ શિષ્ય ભેગા થયા. તેમને તેણે " હવે તમે જાઓ ને સર્વોત્તમ શાસ્ત્ર શિખવો" એવા શબ્દો કહીને પાસેના દેશમાં ઉપદેશ કરવાને મોકલ્યા.

પ્ર. બુદ્ધનો ઉપદેશ કયા લોકોએ સાંભળ્યો ?

ઉ. રાજા, રાણા, વેપારીઓ, કારીગરો, બ્રાહ્મણો તપસ્વીઓ, ખેડુતો, શુદ્રો અને ઉંચી પદ્વિની નારીઓએ તથા પસ્તાનાર પાપી બૈરીઓએ બુદ્ધનો ઉપદેશ સાંભળ્યો. બુદ્ધે બહાર, અયોધ્યા ને વાયવ્ય પ્રાંતની પાસેના જીલ્લામાં ઉપદેશ કર્યો. તેમજ પોતાના બાપના મેહેલમાં સાધુને વેશે જઈ પોતાના બાપને, પોતાના દીકરાને, ને પોતાની સ્ત્રીને ઉપદેશ આપ્યો. તેથી તેની સ્ત્રી આરજા થઇ.

પ્ર. બુદ્ધ કેટલા વરસની ઉમરે મરણ પામ્યો ?

ઉ. બુદ્ધ ૮૦ વરસની ઉમરે મરણ પામ્યા. તેણે મરતી વ

ખત પોતાના શિષ્યોને આ બોલમાં ઉપદેશઆપ્યો કે "ઉમંગી થજો, વિચારવંત થજો, પવિત્ર થજો, તમારા પોતાના હૃદય ઉપર દૃઢ નિધા રાખજો, જે આદમી શાસ્ત્ર પ્રમાણે દૃઢતાથી વર્તે છે ને નીતિ પાળેછે અને હિંમત હારતો નથી તે ભવ-સાગર તરશે અને તેના સંતાપનો અંત આવશે. દુનીઆં બેડીથી સજડ બંધાએલી છે. જેમ કોઈ વૈદ્ય દૈવી ઓસડ આપી બચાવે તેમ હું મુક્તિ આપુંછું. મારી શિક્ષા ધ્યા-નમાં રાખજો. બીજી વસ્તુઓ વિકાર પામે છે. પણ એ પામતી નથી. હું તમને કંઇ વધારે નહીં કહું. હું જવાને ઇચ્છુંછું. હું અનંત નિર્વાણ ઇચ્છુંછું"

**પ્ર.** બુદ્ધે કર્મનો નિયમ શો બતાવ્યો ?

**ઉ.** બુદ્ધે કર્મનો મર્મ એ બતાવ્યો કે ફળદાતા કર્મ છે. એટલે આ ભવમાં, બધા પાછલા ભવમાં અને હવે પછી થ-વાના તમામ ભવમાં માણસની અવસ્થા તેનાં કર્મ ફળેછે. એટલે જેવું કરે તેવું ભોગવે. માટે આપણું કલ્યાણ કે અકલ્યાણ કરવું એ એ આપણા હાથમાં છે. અને પરમે-શ્વરની કંઈપણ ગરજ નથી. અર્થાત તે છે નહીં.

**પ્ર.** આત્માનું નિર્વાણ તે શું ?

**ઉ.** જન્મ મરણની પીડાથી છૂટી અખિલ આત્મામાં પોતાના પૃથક આત્માને ભેળી દેવો તે આત્માનુ નિર્વાણછે. નિર્વાણ શબ્દાર્થ "વિરામ" કેટલાક એનો અર્થ એવો કરેછે કે દીવાની પેઠે ઓલવાઈ જવું. વળી કેટલાક કહે છે કે માણસના પૃથક ભવનાં પાપ, પરિતાપ અને સ્વાર્થનું સમી જવું. એ આત્માનો છેલ્લો વિરામ છે. બુદ્ધનો ઉપદેશ એ હતો કે જીવનમાં સન્માર્ગે વર્તવાથી હેતુ પાર પડેછે.

**પ્ર.** બ્રાહ્મણના યજ્ઞને સામે બુદ્ધે કેટલી ફરજો બતાવીછે?

**ઉ.** બુધ્ધે ત્રણ ફરજો બતાવીછે તે એકે સંયમ, બીજાં માણસપર હેત અને બધાં ચેતન પ્રાણીઓના જીવને માન.

પ્ર. બુદ્ધે ધર્મનો ફેલાવો શી રીતે કર્યો ?

ઉ. તેણે જતીઓ દ્વારાએ ઉપદેશ કરાવી પોતાના ધર્મનો ફેલાવો કર્યો. એણે બ્રાહ્મણોની પેઠે જ્ઞાતિ ભેદ રાખ્યો નહીં પણ પ્રજાના સર્વ લોકોને એક સરખો બોધ આપ્યો.

ઉ. બુદ્ધના શિષ્યોની પેહેલી સભાએ શું કામ કર્યું. ?

ઉ. તેની પેહેલી સભાએ પોતાના ગુરૂના ઉપદેશના ત્રણ વર્ગ પાડીને ગાયા. એ સભા પટણાની પાસેની ગુફામાં મળી હતી. ને તેમાં ૫૦૦૦, શિષ્યો હતા. તેમણે બુદ્ધે કહેલાં વચન, તેની નીતિના નિયમ અને તેના માર્ગના મત એ ત્રણ સંગ્રહ કર્યા. બુદ્ધ સભાને માટે જે બોલછે તેનો અર્થ જોડે ગાવું એવો થાયછે.

પ્ર. બુદ્ધના શિષ્યોની બીજી સભાએ શું કામ કર્યું ?

ઉ. બીજી સભાએ બુદ્ધના મતને વધારે અનુસરનારાઓ ને ઓછા અનુસરનારાઓ વચ્ચેના વાંધા પતાવ્યા. એ સભા ઇ. સ. પે. ૪૪૩માં મળી હતી ને તેમાં ૭૦૦ શિષ્યો હતા.

પ્ર. બુદ્ધ ધર્મને કયા રાજાએ આશ્રય આપ્યો.

ઉ. મગધના રાજા અશોકે. તેણે ૬૪૦૦૦ ગોરજીઓને આશ્રય આપી પોતાના રાજમાં ઘણા અપાશ્રા સ્થાપ્યા. તેથી તેનું રાજ આજેપણ બિહાર એટલે મઠ ભૂમી કહેવાય છે. ઇ. સ. પૂ. ૨૫૭.

પ્ર. અશોકે બુદ્ધ ધર્મની ઉન્નતિને માટે શાશા ઉપાય કર્યા?

ઉ. તેણે એ ધર્મને રાજધર્મ કરી બુદ્ધ માર્ગનો નિર્ણય કરવા સભા કરી, તેનાં મૂળ તત્વોનાં જાહેરનામાં કર્યા, તેને ચોખો રાખવા અધિકારી નિમ્યા, અને તેના મતનો પ્રસાર કરવા સાધુઓ મોકલ્યા. તથા બૌધ મત શાસ્ત્રનું પ્રમાણીક શોધ કરાવ્યું.

પ્ર. અશોકનાં કૃત્યો કહો.

ઉ. ઇ. સ. પે. ૨૪૪માં અશોકે એક હજાર વડીલોની

ત્રીજી બૌદ્ધ સભા બોલાવી બૌદ્ધ જતીનું પીળુ વસ્ત્ર ધારણ કરી નઠારા માણસોએ બુદ્ધના બોધને નામે પોતાના મત પ્રગટ કર્યા હતાં તે સુધાર્યું. તથા જીવ દયાને માટે રસ્તા ઉપર કુવા ખોદાવ્યા, ઝાડ દટાવ્યાં, તેમજ માણસને માટે ધર્મશાળા અને જનાવરને માટે પાંજરાપોળો કરાવી અને લોકની નીતિ ઉપર તપાસ રાખવા તથાં તેમને ભણાવવા અમલદારો નિમ્યા. અશોકે લોકોને મારફાડથી નહીંપણ પ્રબોધથી ધર્મ બદલાવ્યો.

પ્ર. કનિશ્ક કોણ ને તેણે બૌધ મતને સારૂ શું કર્યું ?

ઉ. મહારાજા કનિશ્કએ સિથિઅન જાતનો વાયવ્ય હિંદનો રાજા હતો. તેણે બૌદ્ધ મતની ચોથી કે છેલ્લી સભા કરી બૌદ્ધ ધર્મનું પુનઃ શોધન કર્યુ. તેનો ઠરાવેલો ઉત્તર ગ્રંથ ચિનનો રાજધર્મ થયો. એ ગ્રંથને ટિબેટ, તાર્તરી, ચિન અને જાપાનના ઉત્તર બૌદ્ધ માર્ગીઓ અધાપી માને છે.

પ્ર. બૌદ્ધ મતમાં પ્રજાનો સામાન્ય ધર્મ શો કહ્યો છે ?

ઉ. માબાપની આજ્ઞા પાળવી, સર્વ માણસ અને જનાવરોપર માયા રાખવી અને બ્રાહ્મણો તથા ધર્મ ગુરૂઓને પુજય માનવા. એ મોટાં ત્રણ કર્તવ્યમાનું એક કર્તવ્ય છે એમ કહ્યું છે.

પ્ર૦ બુદ્ધ થયોજ નથી એવું કહેનારાઓનું પ્રમાણ શું છે?

ઉ. એવું કહેનારાઓનું પ્રમાણ એછે કે—બૌદ્ધ ધર્મ માત્ર કપિલના સાંખ્ય મતને આધારે થયો છે. બુદ્ધનું જન્મ નગર કપિલ વસ્તુ એટલે કપિલનો વાસ એ કેવળ લાક્ષણીક છે. કપિલ મતમાં માયા કે ભ્રાંતિવાદછે. તે ઉપથી બુદ્ધની માનું નામ માયાદેવી ઠરાવી છે. અને બુદ્ધ નામપણ કોઈ પુરૂષનું નથી તેનો અર્થ માત્ર જ્ઞાની (ઉપદેષ્ટછે.) અર્થાત એ ધર્મ બ્રાહ્મણોના તત્વજ્ઞાન અને ધર્મ ઉપરથી રચાયલો છે.

પ્ર. બ્રાહ્મણ ધર્મનો કોઇ સમય નાશ થયો હતો?

ઉ. હિંદનાં કેટલાંક રાજ્યોમાં અને કેટલાક સમયમાં બૌધ માર્ગ પ્રબળ થયો હતો તથાપી બ્રાહ્મણ ધર્મનો હરકોઇ સમય નાશ થયો નથી. બ્રાહ્મણ ધર્મ અને બૌદ્ધ ધર્મ ૭૫૦ વરસ લગી જોડે જોડે રહ્યા હતા.

પ્ર. શીલાદિત્યની સભા કયારે થઈ ને તેમાં શું શું થયું?

ઉ. ઇ.સ. ૬૩૪માં ઉત્તર હિંદના રાજા શીલાદિતે બૌદ્ધ ધર્મનો ફેલાવો કરવા સાધારણ સભા બોલાવી. તેમાં ૨૧ ખંડીઆ રાજા પોતાના રાજના બહુ વિદ્વાન જતીઓ અને બ્રાહ્મણો સાથે આવ્યા હતા. પ્રથમ બૌધો અને બ્રાહ્મણોનો સંવાદ થયો. પછી કનિસ્કના ઉત્તર ગ્રંથો અને અશોકના દક્ષિણ ગ્રંથો માનનારા બૌદ્ધો વચ્ચે વાદ થયો. એ સભામાં પહેલે દિવસે બુદ્ધની, બીજે દિવસે સૂર્યની અને ત્રીજે દિવસે શિવની મૂર્તિ સ્થાપન કરી હતી.

પ્ર. શિલાદિત્ય ખેરાત કેવી રીતે કરતો હતો?

ઉ. શીલાદિત્ય હર પાંચ વરસે અલ્હાબાદના ક્ષેત્રમાં પોતાના બધા તાબેદાર રાજા અને લોક સમુદાયને ૭૫ દિવસ જમાડતો. અને મહેલની તમાંમ દોલત બ્રાહ્મણો, જતીઓ અને પાખંડીઓ (પરમાર્ગીઓ)ને આપી દેતો, તથા એ-અછવને છેલ્લે દહાડે પોતાનાં અંગનાં ઘરેણાં અને વસ્ત્રા પાસે ઊભેલાઓને આપી દેઈ બુદ્ધની પેઠે ભીખારીનાં ચીથરાં પહેરતો હતો.

પ્ર. બૌધોનું મુખ્ય વિદ્યાસ્થાન કયું હતું?

ઉ. નલ-દનો અપાસરો એ બૌધોનું મુખ્ય વિદ્યાસ્થાન હતું. એમાં બૌધ મતની ૧૮ શાખાના ૧૦ હજાર જતીઓ તથા નવા શિષ્યો ધર્મ વિદ્યા, તત્વજ્ઞાન, કાયદા અને વિશેષે કરી વૈધક વિદ્યા ભણતા હતા અને ભક્તિપણ કરતા હતા.

પ્ર. બુદ્ધ ધર્મનો નાશ કેટલીવાર થયો હતો?

ઉ. બુદ્ધ ધર્મનો વિરોધી બ્રાહ્મણ ધર્મ હતો. તેણે તેનો

નાશ ત્રણવાર કર્યો હતો.

પ્ર. બ્રાહ્મણ ધર્મનો જય ક્યારે થયો?

ઉ. ઈ. સ. ૮૦૦ પછી બ્રાહ્મણ ધર્મનો જય થયો અને બૌદ્ધ ધર્મ પોતાની જીર્ણતા અને ધર્મ સંબંધી નવી ગતી ન પામવાથી નાશ પામ્યો.

પ્ર. દેશ નિકાલ થયેલા બૌદ્ધ ધર્મમાં હાલ કેટલાં માણુસો છે?

ઉ. એમાં હાલ દુનીઆનો લગભગ અડધો ભાગ એટલે ૫૦ કરોડ માણુસ છે. એ ધર્મ એશિઆ ખંડમાં રૂશીઆ સિવાય બધા દેશોમાં એક અથવા બીજી વખતે ફરી વળ્યો હતો. અને તેણે માણુસ જાતના અડધા ભાગમાં અક્ષર વિદ્યા અને ધર્મ એ બેવાનાં ઉત્પન્ન કર્યા હતાં.

પ્ર. બુદ્ધ ધર્મનો કયો માર્ગ હજી હિંદમાં ચાલેછે?

ઉ. બુદ્ધ ધર્મનો જૈન માર્ગ હજી હિંદમાં ચાલે છે. એ ધર્મમાં આસરે ૫૦ લાખ માણુસછે. એપણ ફળદાતા કર્મ માને છે. અને ચોવીસ તિર્થંકરોની મૂર્તિઓને પૂજે છે. તથા તિર્થ, અપવાસ, દાન, ધર્મ અને જીવ દયા પાળે છે.

પ્ર. હિંદમાં બૌધ મતની સત્તા હાલ શામાં દેખાયછે?

ઉ. બધાં માણુસોને દાન આપવાની જે ચાલછે તેમાં અને સઘળા જોડે નરમાશ રાખવાની જે રીતછે તેમાં તથા હિંદુ ધર્મનો પુનઃ સુધારો કરનાર પ્રત્યેક પંથ બ્રાત ભાવ ની પુનઃ પ્રતિજ્ઞાથી આરંભ કરેછે તેમાં બૌમતની સત્તા દેખાયછે

## પ્રકરણ ૬ હું.

પ્ર. હિંદના ઇતિયાશનાં બહારનાં સાધન કયાં છે?

ઉ. હિંદના ઇતિહાસનાં બહારનાં સાધન પરદેશીઓએ કરેલી નોંધ અને તેમના ઇતિહાસ તથા કવિતાનાં પૂ-

સ્તકો છે. કસ્સાઇ અને હિંદી વેપારની બીજી જણસો તેનાં સંસ્કૃત નામથી હોમરના જાણવામાં હતી. હેબ્રુ બાઇબલમાં હિંદમાં પેદા થતી વસ્તુઓનાં નામછે. વિગરે.

પ્ર. સિંધુની પૂર્વના હિંદનું જ્ઞાન યુરોપને પહેલું કોણે કર્યું ?

ઉ. ઇ. સ. પે. ૩૨૭ માં ગ્રિસના સિંકદર જોડે આવેલા ઈતિહાસ કર્તા અને વિદ્વાનોએ યુરોપને પહેલ વહેલું સિંધુની પૂર્વે હિંદનું જ્ઞાન કર્યું. તે પહેલાં હેકા તેઓસ, હોરેદોતસ અને વૈદ્યક તેશી હિંદ વિષે જાણનાર તથા કહેનાર હતા.

પ્ર. સિંકદરની સ્વારી હિંદમાં કયારે આવી ?

ઉ. ઈ. સ. પે. ૩૨૭ મા ગ્રિસના મહાન સિંકદરની સ્વારી હિંદમાં આવી. તેના સામો પંજાબના કેટલાક ભાગનો રાજા પોરવ જલમ નદી આગળ લડયો તેમાં તેનો દીકરો મરાયો ને પોતે તાબેદાર થયો. તેથી સિંકદરે તેનું રાજ તેને પાછું સોપ્યું.

પ્ર. સિંકદરે જીતને ઠેકાણે કયાં શેહેરો વસાવ્યાં ?

ઉ. જલાલપુરની પાસે જલમનદીની પશ્ચિમે બુકેફલા* અને પૂર્વે નિકાયા[1] નામે શહેરો વસાવ્યાં.

પ્ર. સિંકદર પંજાબમાંથી પાછો કેમ ફર્યો ?

ઉ. તેની ફોજે ઉનાળના તાપથી અનૈરુત્ય ભણીના આવતા મોસમના તોફાનને લીધે અકળાઇ જઇ આગળ વધવાની ના કહી તેથી.

પ્ર. સિંકદર સિંધમાં ગયો ત્યાં શું થયું ?

ઉ. ત્યાં તે દેશના લોક સામા થયા અને દક્ષિણ પંજાબની રાજધાની મુલતાન લેતાં તે ને માલ્લી લોક જોડે લડાઈ કરવી

* બુકેફલા એ નામનો સિંકદરનો વહાલો ઘોડો લડાઇમાં મરાયો હતો, તેના નામથી એનામ પાડેલુંછે. ૧ નિકાયાએ. હાલ મોંગ કહેવાયછે.

પડી. તેમાં એને ઘા વાગ્યા. પરંતુ એથી હિમત ન હારતાં તેણે પાંચ નદીઓના સંગમ ઉપર લાંબો મુકામ કરી સિકંદરીઆ નામે શેહેર વસાવ્યું તથા આસપાસનાં સંસ્થાનોની તાબેદારી સ્વિકારી ગઢ રક્ષક ફોજ અને ક્ષત્રપ એટલો સુબા મૂકી તે સિંધુ નદી વાટે સમુદ્રમાં થઇ સુસા નામના શહેરમાં ગયો. ઈ. સ. પૂ. ૩૨૫. (સિંધુ નદીના મુખ ઉપર પતલ હૈદ્રાબાદ પણ એનુંજ વસાવેલું છે. )

પ્ર. સિકંદરની સ્વારીનો પરિણામ શો થયો ?

ઉ. એની સ્વારીનો પરિણામ એ થયો કે પંજાબ અને સિંધમાં તેની પૂર્ણ સત્તા બેઠી. સિકંદરે પાછા આવવાને ઇરાદે અહિંના અધિ પતીઓ જોડે કરાર કર્યા. શહેરો વસાવ્યાં તથા. ગઢ રક્ષક ફોજો મૂકી. પણ ઇ. સ. પૂ. ૩૨૩ માં તેનું મૃત્યુ થયું. ને તેના રાજના હિસ્સા પડ્યા. તેમાં સેલ્યુ કસના હાથમાં બકત્રિયા ને હિંદ આવ્યાં.

પ્ર. ચંદ્રગુપ્ત કોણ હતો ને તેણે શું કર્યું ?

ઉ. ચંદ્રગુપ્ત એ નામોશીના કામથી ગંગાના પ્રદેશમાંનો દેશવટો પામેલો એક રાજવંશી હતો. તેણે મગધના નંદવંશનો નાશ થવાથી તેની રાજધાની પાટલીપુત્ર એટલે પટણાનો કબજો કર્યો ને ઇ. સ. પૂ. ૩૧૬માં રાજ સ્થાપી બીજા રાજા રાણા ઉપર પોતાની સત્તા બેસાડી મહારાજાધિરાજ થયો.

પ્ર. મેગાસ્થેનેસે હિંદનું વર્ણન કેવી રીતે કરેલું છે?

ઉ. પ્રખ્યા ગ્રીક એલચી મેગાસ્થેનેસે હિંદના વર્ણનમાં લોકની ચાર જ્ઞાતિઓને ઠામે સાત જ્ઞાતિઓ કહીછે. તેઓનાં નામ તત્વ જ્ઞાનની, ખેડુત, ભરવાડ, કારીગરો, યુદ્ધ કરનારા, ચોકસી રાખનાર ને રાજમંત્રીઓ હતાં; તત્વ જ્ઞાની એ બ્રાહ્મણ હતા. તેના ભવના ચાર આશ્રમ હતા. બ્રાહ્મણને શ્રમણમાં ભેદ જણાવ્યો છે. શ્રમણ એ બૌદ્ધ જતીઓનો

વર્ગ હતો. તથાપી પહેલા અને ત્રીજા આશ્રમના બ્રહ્મણ પણ શ્રમણ કહેવાતા.

**પ્ર.** ઈ.સ. પે. ૩૦૦ માં હિંદની સંસારી હાલત કેવી હતી?

**ઉ.** એ વખતે એશિઆના બીજા બધા દેશ કરતાં હિંદની સંસારી હાલત સર્વોત્તમ હતી. હિંદુ લોક જુઠું બોલતા નહીં. ને પારકો માલ તકાવતા નહીં, તેથી બારણે તાળુ વાસવાની જરૂર પડતી નહીં. તથા કજીઆ કરી સરકારમાં જતા નહીં, સ્ત્રીઓ પતિવ્રતા પણું રાખતી ને ગુલામગીરીનો અ ભાવ હતો પુરૂષો બહાદુર હોઈ નીસો નહીં કરનારા ઉદ્યોગી અને હુનરમાં ચતુર હતા. મનુ સ્મૃતિ પ્રમાણે રાજ વહીવટ ચાલતો. દરેક ગામ પ્રજા સત્તાક રાજ જેવું હતું. વરસાદનો જોશ જોનારા બ્રાહ્મણો હતા. જેનો જોશ ખોટો પડે તે જીવતાલગી મૌન્ય રાખતા. આવું વર્ણન ઉપર કહેલા મેગાસ્થેનેં કરેલું છે. એ વખતે હિંદમાં ૧૧૮ રાજ્ય હતાં તેમાંના કેટલાક ઉપર ચંદ્રગુપ્ત અધિ રાજા હતો.

**પ્ર.** પાછલા સમયમાં થએલી ગ્રીક સ્વારીઓ કયાં લગી આવી હતી?

**ઉ.** પૂર્વે ભણી મથુરાં અને અયોધ્યા લગી તથા દક્ષિણ ભણી સિંધ અને કચ્છલગી આવી હતી. પણ એમણે કંઈ રાજસ્થાપ્યું નથી એમની આવ્યાની એંધાણીઓમાં માત્ર એમની ખગોલ વિદ્યા અને સુંદર કોતરણી કામછે. એવું કહેવાયછે કે સેલ્યુ કસના પૌત્ર આત્તિ ઓખધે ઇ. સ. પે. ૨૫૬ માં ચંદ્રગુપ્તના પૌત્ર અશોક જોડે સંધી કરી હતી.

---

## प्रकरण ७ मुं.

**પ્ર.** ગ્રીક કે બાકત્રિઅન પછી કયા લોકે હિંદ ઉપર સ્વારીઓ કરી?

**ઉ.** ગ્રીક પછી મધ્ય એશિઆના સીથી અને લોકે હિંદ

ઉપર સ્વારીઓ કરી. એમનું બરોબર નામ ન હોવાથી એમને શકપણ કહેછે. એમાં ઘણી જાતો હતી. એ લોકની સ્વારીઓનું જોર ઈ. સ. પે. સો વરસોમાં વધારે હતું. (કહેછે કે ગૌતમ બુદ્ધજાતે શક હતો.)

પ્ર. ઉત્તર હિંદમાં પ્રખ્યાત શક રાજા કોણ થયો ?

ઉ. ઉત્તર હિંદમાં આગળ કહેલો પ્રખ્યાત શક રાજા કનિસ્ક થયો. એના દરબારનો મુકામ કાસ્મીરમાં હતો. અને એ રાજ્યની હદ આગ્રા તથા સિંધથી હિમાલયની ઉત્તરે યાર્કંદ અને ખોકંદ લગી હતી. એ રાજાએ ચિનસુધી વિજય પૂર્વક વિગ્રહ ચલાવી તેના સાન અવેજીઓને પંજાબના ચિના પટી નામે શેહેરમાં રાખ્યા હતા.

પ્ર. હિંદમાં હજી સુધી રહેલી શક જાતો કેઈ છે ?

ઉ. હિંદમાં હજી સુધી રહેલી શક જાતો ગેટે અને દાહે નામે છે. પંજાબના જાટ લોકો ગેટે જાતની ઓલાદ છે. તથા તેઓમાંનો ઘે નામનો વિભાગ દાહે જાતથી ઉત્પન્ન થયોછે.

પ્ર. શક લોકોને હાકી કહાડનાર પ્રખ્યાત રાજા કયો થયો ?

ઉ. એ લોકોને હાકીકહાડનાર માળવાના ઉજ્જન નગરમાં મહારાજા વિક્રમાદિત થયો. એણે પ્રજાને શક લોકના જુલમથી મુક્ત કરી તેથી લોકો એને નામે સંવત ગણવા લાગ્યા. એ સંવત ઇ. સ. પૂ. ૫૭ થી શરૂ થાયછે. એ પર્માર્થિ, પરાક્રમી અને વિદ્વાન રાજાના દરબારમાં મોટા કવિઓ અને પંડિતો હતા. એવામાં જે મુખ્ય હતા તે નવ રત્ન કહેવાતા. વિક્રમાદિત્ય એટલે પરાક્રમનો સૂર્ય એ ઈલકાબ છે.

પ્ર. બીજો કયો રાજા શક લોકો સામા લડયો ?

ઉ. દક્ષિણનો સાલીવાહન નામે રાજા શક લોકસામા લડયો તેથી એનો પણ સને સ્થપાયો. એ સને શક કહેવાય તે ઇ. સ. ૭૮ થી શરૂ થાયછે. એ બંને સનો હિંદના ઈતિહાસમાં અદ્યાપી સાક્ષો ગણવામાં આવે છે.

પ્ર. વિક્રમને શાલીવાહન પછી કયા રાજા શક લોક સામ લડયા ?

ઉ. મુબાઇની વાયવ્ય દિશાના શાહકુળના રાજા, અયોધ્યાના રાજા અને ઉત્તર હિંદના ગુપ્ત રાજા તથા વલ્લભીના રાજા શક લોક સામા લડયા.

પ્ર. વલ્લભીના દરબારનો હેવાલ કોણે લખ્યો છે ?

ઉ. ચીના જાત્રાળુ હિઓ એથ્સાંગે વલ્લભીના દરબારનો હેવાલ લખ્યો છે. તેમાં લખ્યું છે કે રાજધર્મ બૌદ્ધ હતો પણ પાખંડીઓ એટલે બ્રાહ્મણો ઘણા હતા. એ રાજને આરબોએ ઉથલાવી નાખ્યું હતું.

## પ્રકરણ ૮ મું.

પ્ર. હિંદના લોકનાં ત્રણ મૂળ કયાં ?

ઉ. અનાર્ય, આર્ય, અને શક કે તાર્તજાત એ હિંદના લોકનાં ત્રણ મૂળછે. કેમકે એ ત્રણ જાતોના હિંદના લોક બનેલા છે. મૂળે એ ત્રણે જાતોને પોતાની રૂઢી, ભાષા અને ધર્મ હતા.

પ્ર. અનાર્ય લોકની રૂઢીને ધર્મ શો હતો ?

ઉ. શિકાર વડે નિર્વાહ ચલાવવો, બે ત્રણ ભાઇઓ વચ્ચે એક બાયડી પરણવી ને વારસો બેનનાં છોકરાંને આપવો. એ અનાર્ય લોકની રૂઢી તથા દાનવોને પૂજવા અને પીશાચ તથા ખવિસાદિ દેવોને જનાવરનો અને માણસનો ભોગ આપી તેમના કોપથી ઉગરવું એ તેમનો ધર્મ હતો.

પ્ર. આર્યલોકની રૂઢીને ધર્મ શો હતો ?

ઉ. ખેતીથી નિર્વાહ ચલાવવો. એક સ્ત્રી ને એક પુરૂષથી સંસાર માંડવો, કુળાચાર પાળવો તથા દાય ભાગના કાયદા પ્રમાણે વારસો આપવો એ આર્ય લોકની રૂઢી હતી અને દીવ્ય તથા હિતકારી દેવોને પૂજવા એ તેઓનો ધર્મ હતો.

પ્ર. શક લોકની સ્થિતિ કેવી હતી ?

ઉ. શક લોકની સ્થિતિ ભરવાડ કે ગોવાળીઆ જેવી હતી. તેઓ મધ્ય એશિયાના મેદાનમાં ઢોરો સહીત ભટકતા હતા. મૂળે એ લોકો અનાર્ય જેવા જંગલી હશે એમ સંભવેછે.

પ્ર. આર્યકૃત સુધારાનાં કામો કયાં !

ઉ. વૈસ્યે કરેલી ખેતી, ક્ષત્રીએ કરેલી જીત, અને બ્રાહ્મણે ઉપજાવેલો ધર્મ તથા વિદ્યા એ આર્યકૃત સુધારાનાં કામો હતાં.

પ્ર. બ્રાહ્મણો કયા કામમાં મંડયા રહ્યા હતા ?

ઉ. બ્રાહ્મણો બૌદ્ધધર્મને હાંકી કહાડવામાં મંડયા રહ્યા હતા. તેમનામાં એક પછી એક પરાક્રમી પુરૂષો પ્રગટ થયા. તેમાં બિહારના રહેવાસી ભટાર્ક પહેલા હતા. એવું કહેવાય છે કે તેમના બોધથી દક્ષિણના કોઇ રાજાએ કંન્યાકુમારીથી હિમાલય પર્વતના તમામ બૌધ ધર્મી માણસોનો ઘાત કરાવ્યો પરંતુ એ પૂરાવા વગરની વાતછે. કારણ કે એવી સત્તા વાળો રાજા કોઇ હિંદમાં થયો નથી.

પ્ર. હિંદુ ધર્મનો બેવડો પાયો કયો ?

ઉ. જ્ઞાતિ ભેદની સંસારી ગાંઠ અને ધર્મની એકયતા એ હિંદુ ધર્મનો બેવડો પાયો છે.

પ્ર. જ્ઞાતિ ભેદના પાયાની શી ગોઠવણ છે ?

ઉ. જ્ઞાતિ ભેદના પાયાની ગોઠવણ એવીછે કે, બ્રાહ્મણ, ક્ષત્રી અને વૈસ્ય એમને જનોઇ પહેરવાનો અધિકારછે અને તેથી તે દ્વિજ એટલે બેવાર જન્મેલી જ્ઞાતિઓ કહેવાયછે. એક વાર જન્મેલી નાતોમાં અનાર્ય શુદ્ર લોક અને વર્ણસંકર ગણાછે. એમને જનોઇ દેવામાં આવતી નથી તથા ધર્મનાં પવિત્ર* પૂસ્તક ભણાવવામાં આવતાં નથી. એ ગોઠવણ પહેલાંથી તે

---

* હાલના વખતમાં બધા લોકો ભણેછે ને પવિત્ર પૂસ્તકો વાંચે છે.

અદ્યાપી લગણુ ચાલુ છે.

**પ્ર.** બ્રાહ્મણોમાં મુખ્ય કેટલા વર્ગો તથા ગોત્રો છે?

**ઉ.** બ્રાહ્મણોમાં મુખ્ય દસ વર્ગો તથા ૧૮૮૬ ગોત્રોછે. તેમજ ક્ષત્રીઓનાં ૫૯૦ ગોત્ર છે, બ્રાહ્મણોના દસ વર્ગોમાં પંચ ગૌડ વિંધ્યા પર્વતની ઉત્તરમાં અને પંચ દ્રવિડ દક્ષિણમાં વસે છે.

**પ્ર.** જાતોની ગુંચવણ શાથી પડે છે?

**ઉ.** જાતોની ગુચવણ ઘણી નાતોછે તેથી પડેછે, હિંદમાં લગભગ ત્રણ હજારથી ઓછી નાતો નહીં હશે. એ નાતો એક બીજામાં લગ્ન વહેવાર કરતી નથી તથા ઊંચી નાત વાળા નીચી નાતવાળાનું ખાતા પીતા નથી. ધંધો રોજગાર પણ વિશેષે નાત પ્રમાણે થાયછે. કોઈ નાતો ધંધો બદલે પણ છે, વૈસ્ય જ્ઞાતિ પહેલાં ખેડુત હતી તે હાલ વેપારી છે.

**પ્ર.** નાત એ ધંધાનું મહાજન શાથી થઇ શકે છે?

**ઉ.** દરેક નાત પોતાના ધંધાને વળગી રહેછે તેથી નાત એ ધંધાનું મહાજન થઈ શકે છે. અને એથી કરી અનેક ફાયદા થાયછે. ઉછરતા જવાનીઆઓને ધંધાની કેળવણી લેવાનું સુલભ પડેછે. તથા ધંધો ખોળવાની ગરજ પડતી નથી. વળી કેટલાંક મહાજનો નવા દાખલ થનારા પાસેથી કંઇ દસ્તુરી લે છે. એપણ ઠીકછે કેમકે એ નાણું પછી ઉજાણીઓ ને પર્માર્થમાં વપરાયછે.

**પ્ર.** હિંદુ મતને ધર્મનો આધાર શો છે?

**ઉ.** હિંદુ મતને ધર્મનો આધાર એક નથી. જેમ હિંદના લોકની અનેક જાતો ઉપરથી નાતો થઇછે તેમ વેદનો જૂનો માર્ગ, બુદ્ધનો સાતમ મત અને અનાર્ય લોકના ભયાનક વિધિઓ મળીને હિંદુ દેવો તથા હિંદુ મત થયો છે.

**પ્ર.** બુદ્ધ ધર્મની અસર શામાં જણાય છે?

**ઉ.** દાનમાં, ધર્મમાં અને દેવના વરઘોડામાં તથા ધાર્મીક

પણે વર્તવામાં બુદ્ધ ધર્મની અસર જણાયછે. જગનનાથનો રથોત્સવ એ બુદ્ધ ધર્મના વરઘોડાની નીશાનીછે. એમ બંગાળાનો પ્રખ્યાત વૈષ્ણવ પંડીત રાજેંદ્રલાલ મિત્ર માનેછે.

પ્ર. અનાર્ય લોકની અસરનાં કયાં ચિન્હ છે?

ઉ. લાકડાનાં ઠુઠાં, અનઘડ પત્થરા, ઝાડ અને માટીનાં ઢેફાં પૂજાયછે એ અનાર્ય લોકની અસરનાં ચિન્હ છે. વિશેષે કરી બંગાળાના ગામડીઆ લોકનો ધર્મ તો એમાંજ આવી રહ્યોછે.

પ્ર. શક લોકની અસરની શી નીસાનીઓ છે?

ઉ. નાગ પૂજા તથા લિંગ પૂજા એ શક લોકની અસરની નિશાનીઓ છે. કેમકે એ પૂજાના મૂળ મધ્ય એશિઆમાંથી આવેલા શક લોકોમાંથી જડેછે.

પ્ર. હિંદુ ભક્ત માળાનું પૂસ્તક કોણે રચ્યું?

ઉ. હિંદુ ભાકતમાળાનું પૂસ્તક ત્રણસેં વરસ ઉપર નાભાજીએ રચ્યું. એમાં સંતોનાં ચરિત્ર અને તેમના કરેલા ચમત્કારોની નોંધછે. આ પૂસ્તક ખ્રિસ્તિ સુવર્ણ કથા જેવુંછે. એમાંના કેટલાએકનાં જીવતર અદભૂત હતાં. અને કેટલાએકનાં મરણ ગહન હતાં.

પ્ર. શંકરાચાર્ય કયારે થયા?

ઉ. ઈ. સ. ના આઠમા કે નવમા સૈકામાં શંકરાચાર્ય થયા. એમનો જન્મ મલબાર દેશમાં થયો હતો અને એ કુમારિલ ભટાચાર્યના શિષ્ય હતા. એમણે કાશ્મીર સુધી પ્રવાસ કરી આખા ભરતખંડમાં વેદ ધર્મ અને શિવ માર્ગનો બોધ કર્યો તથા વેદાંત મતને છેલ્લું રૂપ આપી સગુણ નિરગુણ ઈશ્વરની સમજ પાડી અને તેથી બે પરિણામ નિપજ્યાં. એક જામેલો બ્રાહ્મણ પંથ અને બીજો લોકથી સમજાય તેવો ધર્મ, એમનો દેહ ૩૨ વરસની ઉમરે કેદારનાથમાં પડયો હતો.

**પ્ર.** શિવ અને તેની પત્નિનાં સ્વરૂપ કેટલા પ્રકારનાં છે?

ઉ. એમનાં આર્ય અને અનાર્ય બે પ્રકારનાં સ્વરૂપ છે. ગોરી ચામડી, ઉંડા ધ્યાનમાં બેઠેલા અને જમીનને રસાળ કરનાર માથે ગંગાનું ચિન્હ તથા પાસે પોઠીઓ એ આર્ય સ્વરૂપ બ્રાહ્મણોની શીવ વિષેની કલ્પનાછે. તેમજ ગળામાં ખોપરીની માળા, કેટે સાપ વિંટાળેલા અને વાઘનું ચામડું ઓઢેલું તથા દંડને છેડે માણસનું માથું એ અનાર્ય સ્વરૂપ જંગલી અનાર્ય લોકની શિવ વિષેની કલ્પનાછે. શિવને પાંચ મુખ ને ચાર હાથછે, એજ પ્રમાણે ઉમા એટલે તેજ કોમળ દેવી અને કુલીન મનોહરી એ આર્ય કે બ્રાહ્મણ લક્ષણમાંછે. કાળીકા કે કાળી જોગણી વિક્રાળ દેખાવની, લોહીથી નીગળતી, સાપના મુગટ તથા ખોપરીના હારવાળી ત્રાસજનક અનાર્ય રૂપમાછે, અને બિહામણી દુર્ગા સુવર્ણ રંગની સુંદર નારી, વાઘના વાહન વાળી એ મિશ્ર સ્વરૂપમાં છે. શીવનું સાધારણ ચિન્હ લીંગ છે, તે પુનરૂત્પત્તિનું લક્ષણ છે.

**પ્ર.** શિવ પૂજાનાં બે રૂપ કયાં કયાં?

ઉ. લિંગ પૂજા અને દેવી પૂજા એ શિવ પૂજાનાં બે રૂપ છે. વિચારવંત માણસ બાહ્ય ક્રિયા કર્યા વિના માન્ય પણે ધ્યાનથી ઈશ્વરની આરાધના કરેછે. સાધારણ બ્રાહ્મણ શિવલિંગને ફુલનો અહાર ચડાવેછે તથા ચોખાનું નિર્દોષ નૈવેદ્ય ધરાવે છે. પણ નિચ જાતો અસંખ્ય જીવોની હિંસા કરી તેના ભોગ ત્રાસ જનક કાળીને આપે છે.

**પ્ર.** તેર શૈવ પંથોથી શું દેખાય છે?

ઉ. શિવને પૂજનારા મુખ્ય તેર શૈવ પંથોથી તેનાં મિશ્રીત લક્ષણ દેખાયછે. સ્માર્ત બ્રાહ્મણો અને સન્યાસીઓ શિવની આર્યમૂર્તિને ભજે છે તે અને ભૈરવ ઉપાસીકો શિવની અનાર્ય ભૈરવ મૂતિને લોહીનું બળી આપેછે તે તેનાં મિશ્રીત લક્ષણો છે. બધી જાતના સાધુઓ યોગી ગણાય છે. શિવ

માર્ગીઓમાં દેહ દમન અને યોગાભ્યાસ કરનારાથી માંડીને તે મડદાંનું માંશ ખાનારા અને છરી વતી પોતાના શરીરમાંથી લોહી કહાડનારા અઘોરીઓ તથા બકરો લેઈ ફરનારા મદારીઓ સુધીના યોગી કહેવાય છે.

પ્ર. વિષ્ણુ પૂજામાં કોણ પૂજાય છે!

ઉ. વિષ્ણુ પૂજામાં વિશેષે કરીને રામ અને કૃષ્ણ બે પૂજાય છે. એ વિષ્ણુના દસ કે બાવિસ અવતારોમાંના અવતાર છે. એમની અગણીત પ્રેમની ગાથાઓ થઈ છે. વિષ્ણુ એ સૃષ્ટિના પાલણકર્તા દેવછે. જગન્નાથ એ પણ વિષ્ણુનીજ મૂર્તિ છે.

પ્ર. વિષ્ણુ પુરાણ એશું છે?

ઉ. વિષ્ણુ પુરાણ એ વૈષ્ણવ મતનો સંગ્રહછે. એ રચવાનો સમય ૧૧ મો સૈકો એટલે. ઈ.સ. ૧૦૪૫ છે. એમાંના મતનાં મૂળ વેદમાં છે, તે મહાભારત અને રામાયણમાંથી લીધેલાંછે. વૈષ્ણવ અને શૈવ માર્ગનાં બધાં મળી ૧૮ પુરાણછે, વિષ્ણુ પુરાણમાં વિષ્ણુ અને શિવ પુરાણમાં શિવ અદ્વૈત બ્રહ્મ કહ્યાછે, પરંતુ ઉંડાણમાં અનાદ્વૈત અદ્વૈત બ્રહ્મ બેયને માન્યછે. એ પુરાણમાં ૧૫ લાખ લીટીઓ છે.

પ્ર. પેહેલા વૈષ્ણવ ઉપદેશક કોણ થયા?

ઉ. પેહેલા વૈષ્ણવ ઉપદેશક દક્ષિણના બ્રાહ્મણ રામાનુજ આચાર્ય થયા. એ શિવમાર્ગી ચોલા રાજાના જુલમથી નાશી મ્હૈસુરના જૈનરાજા પાસે ગયા ને તેની દીકરીના અંગમાંથી ભૂત કહાડી તેને વૈષ્ણવ કર્યો અને તેને આધારે ધર્મનો પ્રસાર કરી પોતાના મતના સાતસેં મઠ બાંધ્યા. જેમાંના ચારમઠ અદ્યાપીછે, એ આચાર્યનો સમય ઈ.સ. ૧૧૫૦નો ગણાય છે.

પ્ર. બીજા પ્રખ્યાત વૈષ્ણવ ઉપદેશક કોણ થયા?

ઉ. રામાનુંજની ગાદીએ બેસનારા પાંચમા રામાનંદ સ્વામી બીજા વૈષ્ણવ ઉપદેશક થયા, એમનું મુખ્ય સ્થળ કાશી હતું. એમણે પ્રવાસકરી ઉંચ નિચનો ભેદ રાખ્યા વિના સર્વ જાતના લોકને એક અદ્વૈત પરમેશ્વર વિષ્ણું ને માનવાનો વૈષ્ણવ માર્ગનો બોધ કર્યો, અને ધર્મનાં પૂસ્તકો લોક ભાષા એટલે હિંદી બોલીમાં લખ્યાં. એમના બાર મુખ્ય શિષ્યો ચમાર હજામ અને સાળવી જેવા નિચ જાતના હતા.

પ્ર. કબીર કોણ હતા ને તેણે શું કર્યું ?

ઉ. કબીર એ રામાનંદના બારશિષ્યોમાના એક શિષ્ય હતા. એ સાળવી જાતના કહેવાયછે. એમણે ઇ. સ. ના પંદરમા સૈકડાના આરંભમાં કબીરપંથ સ્થાપી હિંદુ મુસલમાન સર્વને સરખી રીતે એક ઈશ્વરનો બોધ કર્યો. એમનું મુખ્ય સ્થળ પણ કાશી હતું. કબીર સંપ્રદાયના ગ્રંથમાં માન્યું છે કે હિંદુનો પરમેશ્વર તેજ મુસલમાનનો અલ્લા છે. તેણે કૃપાકરી આપણને જીંદગી આપીછે માટે આપણે પણ બધા જીવ ઉપર રહેમ કરવી જોઈએ. એનો સમય ૧૩૮૦ થી ૧૪૨૦ સુધીનો છે.

પ્ર. ચૈતન્ય કોણ હતા ને તેણે શું કર્યું ?

ઉ. ચૈતન્ય એ પણ એક વૈષ્ણવ મતના પ્રસારક આચાર્ય હતા. એ ચારસેં વરસથી વિષ્ણુનો અવતાર મનાઇ પુજાયછે. એમનો જન્મ બંગાળાના નદીઆ ગામમાં ઇ. સ. ૧૪૮૫ માં બ્રાહ્મણને ઘેર થયો હતો. એમનો અભિપ્રાય એછે કે બધી જાતના માણસો ભક્તિથી સરખા શુદ્ધ થઇ શકે છે. તથા નિઃસંશય આસ્થા અને નિરંતર ભજનથી આત્મા દેહના દોષથી છૂટી મૂક્તિ પામે છે.

પ્ર. ચૈતન્ય પંથ કયાં ચાલે છે ?

ઉ. ચૈતન્ય પંથ વિશેષેકરી બંગાળાને ઓરિસ્સામાં ચાલેછે. ત્યાં પ્રતેક નાતનાં માણુસો ત્યાગી અને સંસારી એ

પંથમાં છે. એના મઠમાં કુંવારા બાવા અને કુવારી બાવીઓ ભેગાં રહી વિષ્ણુ અને ચૈતન્યનાં સ્તવન ભજન ગાયછે. તથા એ બાવીઓ સંસારી સ્ત્રીને ભણાવેછે. અને તેથી કરી બંગાળામાં પચાસ વરસ ઉપર સ્ત્રી કેળવણી દાખલ થઈ.

પ્ર. વલ્લભસ્વામી ક્યારે થયા ને તેમનો ઉપદેશ શો હતો?

ઉ. વલ્લભસ્વામી ઈ. સ. ૧૫૨૦ ને સુમારે થયા. એમનો ઉપદેશ એ હતો કે આત્માનો ઉદ્ધાર કાયા કષ્ટથી નહી પણ રાધાકૃષ્ણ ઉપર પ્રેમ રાખવાથી થાય છે. અને તે પૂષ્ટિ માર્ગમાં એટલે સંસારના સુખભોગમાં પ્રાપ્ત થઇ શકે છે. મોક્ષનું સાધન ભક્તિ અને શ્રદ્ધા છે.

પ્ર. વલ્લભ માર્ગવાળા કૃષ્ણની ભક્તિ કેવી રીતે કરે છે?

ઉ. તેઓ સુંદર કિશોર કૃષ્ણની પ્રતિમાને લાડથી નવરાવી અતર લગાડે છે. સુશોભીત શૃંગાર અને વસ્ત્ર પહેરાવે છે. તથા ઘણા મુલવાન ભોગ ધરાવે છે.

પ્ર. વલ્લભ ગુરૂઓ કેવી રીતે વર્તે છે?

ઉ. હાલના વલ્લભ ગુરૂઓ મૂલવાન વસ્ત્ર અલંકાર સજી ચંદનાદિ સુગંધ લગાડી ઠાકર સેવાને નામે ભોગ વિલાસમાં નિરંતર મગ્ન રહે છે. એમાં પૂર્વે થઈ ગએલા આચાર્યો એકાંત મઠમાં રહેતા ને અલ્પ વસ્ત્ર પહેરતા હતા.

પ્ર. હિંદુઓનું ધર્મનું બંધન શું છે?

ઉ. શિવ અને વિષ્ણુની ભક્તિએ તેમનું ધર્મનું બંધન છે. ઉત્તમ વર્ગી બ્રાહ્મણો શિવની ભક્તિ કરેછે. મધ્ય વર્ગના લોકો વિષ્ણુના કોઈ અવતારને ભજે છે. ને નીચવર્ણો શિવ કે કાળીના કોઇ ભયંકર રૂપને આરાધે છે.

---

## प्रकरण ९ मुं.

પ્ર. હિંદુધર્મ ઊપર મુસલમાન લોકે શી અસર કરી?

ઉ. હિંદુધર્મ ઉપર મુસલમાન લોક કંઇ અસર કરી શક્યા

નથી. ઈ. સ. ૧૦૦૦ ને સુમારે મુસલમાન રૂપી ભરતીમાં હિંદુધર્મે ડુબકાં ખાધાં પણ તે ડુબી ગયો નહીં. હિંદમાં અદ્યાપી પુષ્કળ હિંદુ અધિપતિઓ તથા હિંદુઓ વસે છે. અને તેઓ બધા બ્રાહ્મણોની સત્તા નીચે છે.

પ્ર. પ્રથમ થયેલા મુસલમાન રાજવંશો કયા ?

ઉ. પ્રથમ થયેલા મુસલમાંન રાજવંશો ગજની, ઘોરી, ગુલામ ખિલજી, તગલખ, સૈયદ તથા લોદી અને તૈમુર એઆદિ.

પ્ર. મુસલમાન ધર્મનો ઉદય કોણે કર્યો ?

ઉ. મુસલમાન ધર્મનો ઊદય અરબસ્તાનમાં હજરત મહમદે કર્યો. એ પેગમ્બરનો જન્મ ઇ. સ. ૫૭૦ માં ને કાળ ૬૩૨ માં થયો હતો. એણે મક્કામાં પોતાનું મત ચવ્યું તેથી લોકે તેને મારવાનો ઇરાદો કર્યો એટલે તે નાશીને મદીને ગયો એ વખતથી મુસલમાન સનેનો આરંભ થાય છે. એ સનને હીજરીસન કહે છે.

પ્ર. સિંધ ઉપર અરબોની સ્વારીઓ ક્યારે ગઈ ?

ઉ. મહમદ પેગમ્બરના મરણ પછી ૧૫ વરસે ઉસ્માને થાણાને ભરૂચ ઉપર નૌકા સૈન્ય મોકલ્યાં ત્યાર પછી એટલે ૬૬૨માં તથા ૬૬૪માં સિંધભણી તેઓની સ્વારીઓ લુટકરવાને ગઇ. પણ તેમાં તેમનું કંઇવળ્યું નહીં ઉલટું તેમનું વહાણ કોઇ હિંદી બંદરમાં કબજે રહ્યું. એ વહાણની નુકસાની ભરીલેવા ૭૧૨માં મહમદ કાસમે સિંધ ઉપર ચડાઈ કરી પ્રતાપીજય મેળવ્યો ને થાણાં બેસાડ્યાં. પણ તેનું ઇ. સ. ૭૧૪ માં મોત થવાથી મુસલમાનો આગળ વધ્યા નહીં. આ લડાઈમાં રજપૂતો બૈરાં છોકરાંને બાળી મૂકી રણમાં પડ્યા હતા.

પ્ર. મુસલમાન જીતવા આવ્યા તે સમયના ભરતખંડનું વર્ણન કરો.

ઉ. મુસલમાન જીતવા આવ્યા તે સમય ભરતખંડમાં રણશૂર રજપૂતો વસ્તા હતા ને રાજ્યો પણ ઘણાં તથા

જબરાં હતાં. ઉત્તરને મધ્ય હિંદમાં રજપૂતોનાં રાજ્ય અને ગંગાના નીચલા પ્રદેશમાં તથા બહારમાં અને તેનાથી નીચલા પ્રદેશમાં પાલવંશનું રાજ હતું. તેમજ દક્ષિણમાં ચેરા, ચોલા અને પાંડ્યવંશનાં રાજ્ય હતાં.

પ્ર. હિંદુ લોકની પ્રતિરોધ કરવાની શક્તિ કેવી હતી?

ઉ. તેમની પ્રતિરોધ કરવાની શક્તિ થકવી નાખે અને કંટાળો આપે એવી હતી. કેમકે પરદેશીઓ ચડીને આવતા તે વખતે રાજમંડળો સામા થતાં. ઉપરી અધિરાજ જીતાયા પછી પણ દરેક રાજા સામા થતા ને લડતા તથા સંપકરી પાછળથી બળવા ઉઠાવતા હતા.

પ્ર. મુસલમાનોની જીત અપૂર્ણ અને અસ્થાઈ હતી એનું પ્રમાણ શું છે?

ઉ. એનું પ્રમાણ એ છે કે હિંદુ રાજવંશનો અમલ હિંદ ઉપર સદૈવ ચાલુ રહ્યો હતો. મુસલમાનની રાજ પૂર્ણકળાએ હતું તે વખતે તેઓ ખંડણી આપતા ને તેમના દરબારમાં વકીલો મોકલતા, પણ પૂર્ણ રીતે તેમના તાબામાં થયા નહોતા. એવું પણ દોઢસોથી વધારે વરસ ચાલ્યું નહીં. એટલામાં તો રજપૂત સંસ્થાનના રજપૂતો, શીખ લોકો અને મરેઠાઓ એક દમ તેમના સામા ઉઠ્યા અને બધાં મુસલમાની રાજ્યો પાસેથી ખંડણી લીધી. જો ઇંગ્રેજી સત્તા જામી ન હોતતો દિલ્લીની પાદશાહી પણ તેઓ લેત.

પ્ર૦ સબક્તિગીન ઉપર કયા હિંદુરાજાએ સ્વારી કરી!

ઉ૦ અફગાન અથવા પઠાણ લોકો ધાડો પાડતા હતા તેથી ખીજવાઈને લાહોરના જયપાળ રાજાએ સ. ૯૭૭ માં ગજનીના સબક્તિગીન ઉપર સ્વારી કરી તેમાં તે પોતે હાર્યો ને છૂટકારાને સારૂ ૫૦હાથી તથા અઢીલાખ રૂપીઆ દંડના આપવા કબૂલ કર્યાં. પરંતુ તે બ્રાહ્મણોની ઉશ્કેરણીથી મોકલ્યા નહીં તેથી સબક્તિગીનને આવી બીજી વાર જયપાળને

ઉરાવ્યો ને પેશાવરમાં અફ્ગાન લશ્કરનું થાણું બેસાડયું.

પ્ર૦ મહમદ ગજનવીએ હિંદ ઉપર કેટલી સ્વારીઓ કરી!

ઉ૦ મહમદ ગજનવીએ પોતાના બાપ સબક્તિગીન મુવા પછી ૯૯૭માં ગજનીની ગાદીએ બેસી ૧૦૦૧ થી હિંદ ઉપર ૧૭ સ્વારીઓ કરી. તેમાંની તેર સ્વારીઓ પંજાબનો પશ્ચિમ ભાગ જીતવાને અને બાકીની ચાર સ્વારીઓ કાશ્મીર, કનોજ અને ગોવાલ્યર તથા શોમનાથ લૂટવાને કરી હતી.

પ્ર૦ મહમુદની જયપાળ ઉપરની ચડાઇમાં શું થયું!

ઉ૦ એ લડાઈમાં જયપાળ હાર્યો, તેથી તે પોતાના દીકરા અનંગપાળને રાજ આપી પોતે રાજ વસ્ત્ર સહીત ચિતામાં બળી મૂઓ. કેમકે હિંદુ શાસ્ત્ર પ્રમાણે બે વાર હારેલો રાજા રાજ કરવા લાયક ગણાય નહીં. અને એજ પ્રમાણે એ તરફના એક બીજા રાજાએ શત્રુને તાબે ન થતાં તરવારથી પોતાનો ઘાત કર્યો હતો.

પ્ર૦ મહમદ કેઇ કેઇ લડાઇમાં હાર્યો હતો!

ઉ૦ મહમુદ છઠ્ઠી લડાઈમાં અને કાશ્મીરની લડાઇમાં હાર્યો હતો. છઠ્ઠી લડાઇ અનંગપાળ સાથે થઈ હતી તે વખતે સર્વને એવું શૂર ચડયું હતું કે બાયડીઓએ પણ ઘરેણાં વેચી લડાઈની ખરચીમાં મદદ કરી હતી. એ લડાઈમાં અયોધ્યા અને માળવા પર્યંતના ભૂપતિઓ લડવા આવ્યા હતા તથા વગડાઉ ધકકરો આવ્યા હતા તેમણે ચાર હજાર મુસલમાનોને કાપી નાખ્યા. ઈ. સ. ૧૦૦૮.

પ્ર. મહમુદે શોમનાથનું ખેદાન મેદાન કયારે કર્યું?

ઉ. મહમુદે શોમનાથનું ખેદાન મેદાન ૧૦૨૪માં કર્યું. એ એની શોળમી સ્વારી હતી, તેણે થાનેશ્વર ને નગર કોટમાંથી જેમ ધન હરણ કર્યું હતું તેમ શોમનાથના દેવળમાંથી પણ ધન હરણ કર્યું. એટલુજ નહીં પણ મહાદેવના અણુઘડ બાણુના કડકા કરી તે તથા દેરાનાં સુખડનાં કમાડ

વિજયની નીસાની તરીકે ગીજની લેઈ ગયો. જે કમાડ લાર્ડ એલ્લેન્બરો એ ૧૮૪૨ માં આણી ઉતર હિંદમાં મોટા ઠાઠથી બતાવ્યા હતાં. આ ચડાઇનું વર્ણન ફિરિસ્તા નામના તવારીખ કર્તાએ અતિશે યોક્તિમાં કર્યું છે. તેણે બાણમાંથી દ્રવ્ય નીકળ્યું તથા તે ન ભાગવા માટે હિંદુઓ એ દ્રવ્ય આપવા માંડયું વિગેરે જે લખ્યું છે તે ખોટું છે. તેમજ એલ્લેન્બરો એ આણેલાં કમાડ પણ ખરાં નથી '

પ્ર. મહમુદની સ્વારીઓનો પરિણામ શો થયો?

ઉ. મહમુદની સ્વારીઓનો પરિણામ એ થયો કે હિંદમાંથી લાખો રૂપીઆનું ધન ગયું અને પંજાબનો પશ્ચિમ ભાગ ગજની ને તાબે થયો. મહમુદનો હેતુ હિંદમાં રાજ કરવાનો નહોતો પણ દેવસ્થાન વાળું નગર લૂટવું ને તેની મૂર્તિઓ ભાગવી એહતો.

પ્ર. મહમુદ વિષેની વાતો શી છે?

ઉ. મુસલમાન તવારીખ લખનારાઓ એ મહમુદ વિષેની ઘણી વાતો લખી છે, તેમાંની એક વાત એવી છેકે એક બાઇએ આવીને મહમુદને કહ્યું કે તમે જેટલા મુલક ઉપર અમલ ચલાવી શકો તેથી વધારે ન રાખો કેમકે ચોરોએ ઇરાનના રણમાં મારા છોકરાને મારી નાખ્યો, આ ઠપકાના બદલામાં તેણે બાઇને ઈનામ આપી ત્યાંના રક્ષણને સારૂ સ્વારો મોકલ્યા. બીજી વાત એવી છેકે ફરદોશીએ શાહ નામું જોડયું' તેના સુવર્ણ દામ આપવાનો ઠરાવ હતો તેને બદલે મહમુદે રૂપાદામ આપવા માંડયાં તે કવિએ ન લેતાં તેને વિષે નિંદાની કવિતા જોડી. તે ક્ષમા કરી તેને એક લાખ સુવર્ણ દામ મોકલ્યા, પરંતુ તે પહોંચતા પહેલાં તે કવિનું મૃત્યું થયું હતું. એની નિંદાની કવિતાથી જણાય છેકે એની મા કોઇ નીચી જાતની હતી.

પ્ર. ઘોરી વંશનો ઉદય કયારે ને શી રીતે થયો?

ઉ ઈ.સ. ૧૦૧૦માં મહમદ ગજનવીએ ઘોર પ્રાંત તાબે કર્યો હતો. તેથી ૧૦૫૧ ને સુમારે ઘોરના હાકેમે ગજની જીતી ત્યાંના મહાજનોનાં ગળાં કાપ્યાં. એમ વારા ફરતી વેરનાં સાટાં વાળ્યાં પછી અંતે ૧૧૫૨માં ઘોરીનો જય થયો ને ગજનીના રાજાને લાહોર નાશી જવું પડ્યું, આ ઘોર વંશમાં મહમદઘોરી થયો તેણે ગજની વંશ પાસેથી ૧૧૮૬માં લાહોર છીનવી લીધું ને હિંદ ઉપર સ્વારીઓ કરી.

પ્ર. મહમદ ઘોરીના સામા હિંદુ પતિ રોધ કેવી રીતે થયો?

ઉ. ઈ.સ. ૧૧૯૧ માં મહમદ ઘોરીએ દિલ્લીના પૃથ્વી રાય ઉપર સ્વારી કરી તેમાં થાનેશ્વર આગળ તેની હાર થઈ પણ બીજીવાર ૧૧૯૩ માં પાણી પતમાં તેનો પૂર્ણ જય થયો, કેમકે રજપૂતો માંહોમાંહેના કલેશથી સંપકરી આ વખત તેમના સામા થઈ શક્યા નહીં.

પ્ર. પૃથ્વી રાયને કોનીસાથે અણબનાવ હતો?

ઉ. પૃથ્વી રાયને કનોજના રાઠોડ રાજા જોડે અણબનાવ હતો, તેનું કરણ એકે કનોજના રાજાએ પોતાનું ચક્રવર્તિ પણું પ્રસિદ્ધ કરવા તથા પોતાની દીકરીનો સ્વયંવર કરવા મહોત્સવ કર્યો હતો તેમાં બીજા રાજા રાણા હાજર થયા પણ પૃથ્વી રાય હાજર થયો નહીં તેથી તેની જગાએ તેનો ચાડીઓ ઉભો કર્યો, બનાવ એવો બન્યોકે કંન્યાએ એ ચાડીઆને વરમાળ પહેરાવી. તેથી પૃથ્વી રાય પોતાની કંન્યાને જબરજસ્તીથી લેઇ ગયો. તેના વૈરમાં અફગાનોને રાઠોડે તેડયા તેથી બન્ને રાજનો નાશ થયો.

પ્ર. સન ૧૧૯૩ ને સુમારે રજપૂતોની વ્યવસ્થા કેવી હતી?

ઉ૦ એ વેળા રજપૂતોની વ્યવસ્થા અવ્ય વસ્થિત હતી તેઓ કુસંપ કરી માંહો માંહે લડતા હતા. તેથી પરદેશીઓને તેમના ઉપર ફતે મેળવવાનું સુલભ પડતું એ વખતે દિલ્લી અજમેર અને કનોજ એ ત્રણ મોટાં રાજ હતાં તેમાં

અજમેર અને દિલ્લીનો ધણી પૃથ્વીરાય હતો જે મહમુદ ઘોરીથી હારી રણમાં પડયો હતો ને તેની પાછળ તેની શૂરી રાણી સતી થઈ હતી.

પ્ર૦ મહમુદ ઘોરીએ કનોજ ક્યારે જીત્યું?

ઉ૦ તે દિલ્લીનો કબજો કરી અજમેર ઉપર ચડયો ને ૧૧૯૪ માં કનોજ જીતી લીધું. એ લડાઈમાં કનોજનો રાઠોડ રાજા રણમાં પડયો ને બીજા રાઠોડો તથા ઉત્તર હિંદના તમામ રજપૂતો પોતાનાં ઘર બાર છોડી સિંધુની પૂર્વના મુલકમાં જઈ વસ્યા. એ અદ્યાપી રજપૂત સંસ્થાનને નામે ઓળખાયછે. રણમાં રાઠોડ રાજાનું મડદું તેના કૃત્રિમ દાંત ઉપરથી ઓળખાયું હતું.

પ્ર૦ પૃથ્વીરાય રાસો કોણે રચ્યો!

ઉ૦ પૃથ્વીરાય રાસો તેના દરબારના ચંદબારોટે રચ્યો. એ રાસો હિંદી ભાષામાંછે. એમાં પૃથ્વીરાયના કુળની પતન થયાની વાત સ્વદેશા અભીમાનના રૂપમાં વર્ણવીછે.

પ્ર૦ મહમુદ ઘોરીએ હિંદમાં ક્યાં લગણ મુલક જીત્યો હતો!

ઉ૦ મહમુદ ઘોરીએ પંડે કાશી અને ગોવાલ્યર સુધી મુલક જીત્યો હતો. પરંતુ તેના સરદાર બક્તિઆર ખિલજીએ ૧૧૯૯ માં બહાર અને ૧૨૦૩ માં નીચલો બંગાળા જીતી લીધો. એ વેળા બંગાળામાં ૮૦ વરસની ઉમરનો લક્ષમણસેન રાજા હતો. તે નાશી જઇ જગન્નાથપુરીમાં રહ્યો ને બાકીનો ભવ તેણે ભક્તિમાં ગાળ્યો.

પ્ર૦ મહમદ ઘોરીને કોણે મારી નાખ્યો;

ઉ૦ એ સ૦ ૧૨૦૬માં સિંધુને કાંઠે મુકામ નાખી પડયો હતો તે વખતે પહાડી ઘક્કર લોકોએ રાતની વખતે ઉંઘતો તેને મારી નાખ્યો. એ ઘક્કરોએ ૧૨૦૩ માં એના તાબાનું લાહોર પણ જીત્યું હતું.

પ્ર. મહમદ ઘોરીનો હિંદ ઉપર સ્વારીઓ કરવાના શો હેતુ હતો?

ઉ. એનો હેતુ મહમદ ગજનવીની પેઠે પરાક્રમકરી દેશ લૂટી ધન હરણ કરવાનો નહોતો પણ દેશ જીતી રાજસ્થાપવાનો હતો, સબક્તિગીને પેશાવરજીતી ગજનીની હદ ત્યાં સુધી આણી હતી, તેમાં તેના દીકરા મહમુદે પશ્ચિમ પંજાબ જીતી વધારો કર્યો. પણ ઘોરીમહમદે તો સિંધુના નદી પ્રદેશથી તે ગંગાનદીના પ્રદેશસુધી આખો ઉત્તર હિંદ જીતી તે ઉપર અમલકરવા મુસલમાન સુભટો મૂક્યા. જે તેના મરણ પછી તેના ધણીથયા.

પ્ર. હિંદમાં પહેલું મુસલમાની રાજ્ય કોણે સ્થાપન કર્યું?

ઉ. ઈ. સ. ૧૨૦૬ માં મહમદઘોરીના સરદાર કુતબુદ્દીને હિંદમાં પેહેલું મુસલમાની રાજસ્થાપન કર્યું. એ જાતે ગુલામ હતો અને એની ગાદીએ બેસનારામાંના કેટલાક તેવીજ અવસ્થામાંથી કાવતરાં કે બહાદુરી એ રાજપદ પામ્યા. તેથી એવંશનું ગુલામવંશ નામપડયું. કુતબુદ્દીનની રાજધાની દિલ્લી હતું ત્યાં એના નામથી કુતુબમસ્જિદછે.

પ્ર. ગુલામવંશ કેટલાં વરસ ચાલ્યો ?

ઉ. ગુલામવંશ ૧૨૦૬ થી ૧૨૯૦ લગી ૮૪ વરસ ચાલ્યો. એ વંશને ત્રણ મોટાં સંકટો ખમવાં પડયાં હતાં તે એ કે મુસલમાન સરદારોના બલવા, હિંદુઓનાં બંડ અને મુગલોની સ્વારીઓ.

પ્ર. ગુલામ વંશમાં જબરો પાદસાહ કોણ થયો ?

ઉ. એ વંશમાં જબરો પાદશાહ અલ્તમસ થયો. એણે ૧૨૧૧ થી ૧૨૩૬ લગી ૨૫ વરસ રાજકરી નીચલા બંગાળાના અને સિંધના સ્વતંત્ર થયેલા હાકેમોને જીત્યા. એના વખતમાં મુગલ સરદાર જંગીસખાં સિંધુલગી આવ્યો હતો તથા બગદાદના ખલીફાએ હિંદને જૂદુ મુસલમાની રાજ માન્યું હતું. તથા એ રાજે ૧૨૨૯ માં પેહલા સિક્કા પાડ્યા હતા.

પ્ર. અલતમસના રાજમાં દિલ્લી તાબેના કયા કયા પ્રાંતો હતા?

ઉ. પંજાબ, વાયવ્ય પ્રાંત, અયોધ્યા, બિહાર, નીચલો બંગાળા, અજમેર, ગોવાલયર, માળવા અને સિંધ એ નવ પ્રાંતો હતા.

પ્ર. ગુલામ વંશમાં સ્ત્રી પાદશાહ કોણ થઈ ?

ઉ. એ વંશમાં સ્ત્રી પાદશા રજીઆબેગમ થઇ. એ બાઈ ભણેલી, ડાહી, ઉદ્યોગી તથા દૃઢ અને તેજદાર હતી. પરંતુ એણે કોઈ ગુલામ સાથે દોસ્તી બાંધી તેથી એના સરદારોએ એને રાજ ભ્રષ્ટ કરી મારી નાખી. એના નામને નર જાતિ પ્રત્યય લગાડી એને ઈતિહાસમાં સુલતાન રજીઆ કહેછે. એણે ૧૨૩૬ થી ૧૨૩૯ સુધી ત્રણ વરસ રાજ કર્યું એ બાઇ અલતમસની દીકરી હતી.

પ્ર. ગુલામ વંશી રાજ સાથી નબળું પડયું ?

ઉ. ગુલામ વંશી રાજ મુગલોની સ્વારીઓ અને રજપૂતોનાં બંડોથી નબળું પડયું. ૧૨૪૫ માં મુગલો તિબેટને રસ્તે અને પછીનાં ૪૪ વરસોમાં અફ્ગાન ઘાટોને માર્ગે તેઓ વારે વારે પંજાબમાં ઉતરી આવતા હતા. તેમજ જંગલી ધક્કરો અને મેવાતના ડુંગરી લોકો પણ છેક રાજધાની દિલ્લી સુધી લૂટ કરતા હતા. વળી માળવાના, રજપૂતાનાના તથા બુંદેલ ખંડ અને ગંગા જમનાંના કાંઠાના રજપૂતો વારે વારે મુસલમાનોના સામા થતા તેથી ગુલામ રાજાઓથી ઉત્તર હિંદ માત્ર અડધું વશ થઇ શક્યું હતું.

પ્ર ગ્યાસુદ્દીન બલબને કયાંથી કયાં લગણુ રાજ કર્યું ?

ઉ. એણે ૧૨૬૫ થી ૧૨૮૭ સુધી ૨૨ વરસ રાજ કર્યું. એદર્મિઆન એને મુગલો જોડે તથા જંગલી હિંદી જાતો અને રજપૂતો જોડે વઢવું પડયું હતું. એટલુંજ નહીં પણ પોતાના પ્રાંતોના હાકેમો ઉપર પણ સકતાઇ કરવી પડી હતી. તથા પોતાના સાથી મહેલના તુર્કિ ગુલામો સાથે વૈર

કરવાની જરૂર જણાઈ હતી. એ ૪૦ હતા તેમની સાથે એણે જુવાનીમાં એક એકને આશ્રય આપવાને તથા લાભ કરવાને કરાર કર્યા હતા.

પ્ર. ગ્યાસુદ્દીને ક્યાં ક્યાં બંડ સમાવતાં નિર્દયતા કરી?

ઉ. એણે પ્રાંતોનાં હાકેમોનાં, બંગાળાનાં ને મેવાતનાં બંડ સમાવતાં નિર્દયતા કરી. પ્રાંતોના હાકેમોમાં કેટલાકને ફટકા મરાવ્યા તથા કેટલાએકના પોતાની રૂબરૂ જીવ લેવડાવ્યા. તેમજ મેવાતમાં ૧ લાખ રજપૂતોને વાઢી નાખ્યા તથા બંગાળે મોકલેલી ફોજનો સેનાપતિ તે કામમાં પારપડયો નહીં માટે તેને ફાંસીએ દીધો.

પ્ર. ગ્યાસુદ્દીને દિલ્લીના મહેલનાં નામ બગદાદ, ખારિજમ અને ઘોર ઇત્યાદિશાથી પાડ્યાં હતાં?

ઉ મુગલોની સ્વારીઓથી રાજ ખોએલાં એવા એ દેશના રાજાઓ એના દરબારમાં આશ્રય પામતા તેની બડાઇની નીસાનીઓ જણાવવા એવાં નામ પાડયાં હતાં.

પ્ર. ગુલામ વંશનો છેલ્લો રાજા કોણ થયો?

ઉ. ગુલામ વંશનો છેલ્લો રાજા કૈકુબાદ થયો તે સ૦ ૧૨૯૦ માં વિખથી માર્યો ગયો ને એ વંશનો અંત આવ્યો.

પ્ર. ખિલજીવંશ કોણે સ્થાપ્યો?

ઉ. એ વંશ ઇ. સ. ૧૨૯૦માં જલાલુદ્દીન ખિલજીએ સ્થાપ્યો ને જલાલુદ્દીનના ભત્રિજા અલાઉદ્દીને બાદ્ધ દેવળવાળું ૩૦૦ મૈલ છેટે રહેલું ભીલ્સા નામે નગર લૂટી બુંદેલખંડ અને માળવાના બળવાખોર રાજા રાણા ઉપર પોતાનુ જોર અજમાવ્યું. ત્યારકેડે તેણે દક્ષિણમાં સ્વારી કરી મહારાષ્ટ્રના રાજા રામદેવને હરાવી તેની રાજધાની દેવગિરી લૂટી પુષ્કળ ધન આણ્યું. એ ધનમાં ભાગ આપવાને બાને પોતાના કાકા જલાલુદ્દીનને બોલાવી મારી નાખ્યો ને પોતે રાજા થયો. ઈ. સ. ૧૨૯૫

**પ્ર.** અલાઉદ્દીને કેટલાં વરસ રાજ કર્યું ?

**ઉ.** અલાઉદ્દીને વિશ વરસ રાજ કર્યું. એ વિશ વરસની હકુમતમાં એણે દક્ષિણમાં મુસલમાની રાજ સ્થાપ્યું તથા ૧૨૯૭માં ગુજરાત, ૧૩૦૦માં રીન્તિમ્ભુગઢ અને ૧૩૦૩માં ચિતોડગઢ ત્યાંના રજપૂતો પાસેથી જીતી લીધાં. વળી ૧૨૯૫ માં મુગલોને દિલ્લી આગળ હરાવી તેમની બીજી ચાર સ્વારીઓ સામે ટકર ઝીલી ને તેમાં પકડાયલા કેદીઓને તથા પોતાના કુટુંબના બંડખોરોને એણે નિર્દયપણે મારી નાખ્યા. એણે એટલાંબધાં ખૂન કર્યાં કે તવારીખ લખનારાઓએ એને ખૂની કહ્યો.

**પ્ર.** અલાઉદ્દીનના કયા સરદારે દક્ષિણમાં જીત કરી ?

**ઉ.** તેના ગુલામ સરદાર મલીક કાફુરે. એ સરદારે ૧૩૦૩ માં વરંગુળ અને ૧૩૦૬માં માળવા, ખાનદેશ ને મહારાષ્ટ્ર જીતી કર્ણાટક ઉપર સ્વારી કરી તથા રામના સેતુએ મસ્જિદ બાંધી.

**પ્ર.** અલાઉદ્દીન ખૂની ક્યારે મરી ગયો ?

**ઉ.** અલાઉદ્દીનખૂની ૧૩૧૫માં મરી ગયો. એવું કહેવાય છે કે એને મલેક કાફુરે ઝેર દીધું હતું.

**પ્ર.** મુસલમાની રાજના વિસ્તારની વાત કહો.

**ઉ.** મુસલમાની રાજ આખા હિંદમાં પસર્યું હતું, અને ગીજની, ઘોર, તથા મુગલોની ચડાઈથી ઉત્તર હિંદમાં મુસલમાનની વસ્તી ઘણી થઈ હતી. ગુલામ પાદશાહોના વખતમાં મુગલ સિપાઈઓ બહુ બળવાન થયા તેથી તેમની કતલ કરવી પડી હતી. તેમજ અલાઉદ્દીનનેપણ એવાજ કારણથી પંદર હજાર મુગલોને મારી નાખવા પડ્યા તથા કેટલાકને ગુલામકરી વેચવા પડ્યા હતા.

**પ્ર.** અલાઉદ્દીનના પાછલાં વરસોમાં રાજની કેવી વલે થઈ?

**ઉ.** એનાં પાછલાં વરસોમાં રાજની માઠી વલે થઈ. ગુ-

જરાતમાં હિંદુઓએ બંડ કર્યું. ચિતોડગઢ તેના માલીક સિસોદીઆએ પાછો લીધો અને દક્ષિણમાંનાં કેટલાંક લશ્કરી થાણાં ને હાકી કહાડવામાં આવ્યાં.

પ્ર૰ ધર્મભ્રષ્ટ હિંદુ પાદશાહ કોણ થયો ?

ઉ. ધર્મ ભ્રષ્ટ હિંદુ પાદશાહ ખુશરૂખાં થયો. એ કોઈ વટલેલો નીચી જાતનો હિંદુ હતો. એણે કાફુરને તથા પોતાના ધણી મુબારકને મારી રાજપદ મેળવ્યું ને કુરાનનો બેસવાનો પાટલો બનાવી તથા મસ્જિદોમાં હિંદુદેવની મૂર્તિઓ મૂકી મુસલમાની ધર્મને અપમાન પહોચાડયું તેથી એની ફોજે ઈ. સ. ૧૩૨૦માં બંડ કરી એનો પ્રાણ લીધો.

પ્ર. તઘલખવંશ કોણે ને ક્યારે સ્થાપ્યો ?

ઉ. તઘલખવંશ ગ્યાસુદીન તઘલખે ઈ. સ. ૧૩૨૦માં સ્થાપ્યો. એ જાતે તુર્કિ ગુલામ હતો, તે ઉંચે દરજ્જે ચઢતાં પંજાબનો સૂબો થયો ને તેણે બંડકરી ખુશરૂખાંને માર્યો. એણે પોતાની રાજધાની દિલ્લીમાંથી કહાડી ચાર મૈલને છેટે તઘલખાબાદ નામે શેહેર વસાવી તેમાં કરી હતી.

પ્ર. ગ્યાસુદીન પછી કોણ ગાદીએ બેઠું ?

ઉ. ઈ. સ. ૧૩૨૪માં એનો દીકરો મહમદ તઘલખ બેઠો. એ વિદ્યામાં પૂરો પ્રવિણ, ચતુરનાયક, સખત પરહેજગાર અને ક્રુર તથા નિર્દય ન્યાયાધિશ હતો. તથાપી એનામાં અવિચારીપણાનું કે ગાંડાઇનું બળ વિશેષ હતું.

પ્ર. મહમદ તઘલખનાં અવિચારીપણાનાં કામ કયાં કયાં?

ઉ. એકતો ધસી આવતા મુગલોને નાણું આપી ખજાનો ખાલી કર્યો તે. બીજું ઇરાન ઉપર મોકલવાને ફોજ ભેગી કરી તે, ત્રીજું ચીન ઉપર ફોજ મોકલી તે, ચોથું દેવગિરીનું નામ દોલતાબાદ પાડી દિલ્લીના લોકોને ત્યાં રહેવાનો બેવાર હુકમ કર્યો તે. અને પાંચમું ત્રાંબા પીતળનાં નાણાં ચલાવ્યાં તે.

**પ્ર.** એ એના અવિચારીપણાના કામથી શું શું નુકસાન થયું ?

**ઉ.** ખાલી થએલો ખજાનો પાછો ભરવા લોકો ઉપર કર બેસાડવો પડયો તેથી લોકો સામા થયા. ઈરાન જનારી ફોજને પગાર ન મળવાથી વીખરાઇ ગઈ. ચીન મોકલેલી ફોજ રસ્તામાં મરી ગઇ ને દેવગિરિ જવા આવવામાં હજારો લોકો ખરાબ ખાસ્તા થઇ ગયા. તથા પીતળનાં નાણાંથી વેપાર પડી ભાગ્યો અને આખરે એ નાણાં વેરાને પેટે પોતાને લેવાં પડયાં.

**પ્ર.** એના વખતમાં કયા કયા પ્રાંતોમાં બંડ થયાં અને કયા કયા પ્રાંતો સ્વતંત્ર થયા ?

**ઉ.** માળવા, પંજાબ, ગૂજરાત અને સિંધ તથા દક્ષિણ એ પ્રાંતમાં બંડ થયાં અને નીચલો બંગાળા, કરોમાંડળ કાંઠો, કર્ણાટક અને તેલંગણ એ પ્રાંતો સ્વતંત્ર થયા.

**પ્ર.** એના રાજ્યમાં ઘણાં બંડ શાથી થયાં ?

**ઉ.** એના મુસલમાની ધર્મના દુરાગ્રહને લીધે તથા હિંદુ ભૂપતિઓ અને અમલદારોને એણે મોટા હોદ્દા ન આપ્યા તેથી.

**પ્ર.** મહમદ તઘલખની ક્રુરતા કેવી હતી ?

**ઉ.** એની ક્રુરતાનો જોડો ઈતિહાસમાં બીજે મળે નહીં એવી હદપાર હતી. ગંગા જમનાં વચ્ચેના દેશમાં જમીન વેરો તેણે દશ અને વિશગણો વધાર્યો તેથી ખેડુતો ઘરબાર છોડી જંગલમાં નાશી ગયા. ત્યાં તેમને એ પાદશાહે કતલ કરાવ્યા. તેમજ મોટા કનોજ શેહેરના લોકોનો પણ એજ રીતે ઘાત કરાવ્યો હતો. વળી એ વખતે ભારે દુકાળ પડયો હતો તેથી લોકના દુઃખની સીમા રહી નહોતી.

**પ્ર.** તઘલખ વંશમાં દયાળુ પાદશાહ કોણ થયો ?

**ઉ.** મહમદશાહનો દીકરો ફીરજશાહ. એણે લોકોને સારૂ કુવા, તળાવ, ધર્મશાળાઓ, મસ્જિદો, મદ્રેસા, દવાખાનાં, અને પૂલો બંધાવ્યા. તથા ખેતીને સારૂ નદીઓમાંથી નેરો

ખોદાવી. એ પાદશાહ ૧૩૫૧ થી સાડત્રીસ વરસ રાજ કરી ૧૩૮૮ માં મરણ પામ્યો.

પ્ર. તૈમુરલંગ ક્યારે ને કોનાવખતમાં આવ્યો ?

ઉ. તૈમુરલંગ ઇ. સ. ૧૩૯૮ માં બીજા મહમદ તઘલખના વખતમાં આવ્યો. તેણે મહમદ તઘલખને હરાવી દિલ્લીમાં પાંચ દહાડા સુધી લૂટ તથા કતલકરી તે પછી તે મીરતની કતલ કરી હરદ્વારગયો. એટલે મહમદે ગુજરાતથી પાછા આવી રાજનો કબજો લીધો.

પ્ર.તઘલખવંશ પછી દિલ્લીની ગાદીએ કયા વંશનું રાજ થયું?

ઉ. તઘલખ પછી દિલ્લીની ગાદીએ અનુંક્રમે સૈયદ તથા લોદી વંશનું રાજ થયું. સૈયદ વંશે ૧૪૧૪ થી ૧૪૫૦ સુધી અને લોદી વંશે ૧૪૫૦ થી ૧૫૨૬ લગી રાજ કર્યું. એ રાજાઓના વખતમાં દિલ્લીની હદ છેક કોટ પાસે આવીગઇ હતી. ને પ્રાંતોના મુસલમાન તથા હિંદુ હાકેમો સ્વતંત્ર થયા હતા.

પ્ર. દક્ષિણનાં પ્રાચિન રાજ્યો ચેરા, ચોલા અને પાંડયની રાજધાની ક્યાં હતી ?

ઉ. ચેરાની રાજધાની તાલકદ હતું એ મ્હૈસૂરની કાવેરી નદી આગળ દટાયલુંછે. ચોલાનાં મથકો કુંભકોનમ અને તાંજોરમાંહતાં તથા પાંડયની રાજધાની મદુરામાં હતી. તેમાં ચોલાની ગાદીએ છાસેટ અને ચેરાની ગાદીએ ૫૦ એક પછી એક રાજા થયા.

પ્ર. દક્ષિણ હિંદનો સપ્રમાણ ઈતિહાસ કોનાથી શરૂ થાયછે.

ઉ. દક્ષિણ હિંદનો સપ્રમાણ ઇતિહાસ વિજય નગર કે નરસિંગ નામે હિંદુ રાજથી શરૂ થાયછે. એની રાજધાનીનાં ખંડેર બેલારી જિલ્લામાં અદ્યાપી દેખાયછે. એ રાજ સ. ૧૧૧૮ થી ૧૫૬૫ સુધી ચાલ્યું.

પ્ર. બ્રાહ્મણી વંશનો પાયો કોણે નાખ્યો ?

ઉ. બ્રાહ્મણી વંશનો પાયો મહમદ તઘલખના સરદાર જાફરખાને નાખ્યો. એ જાફરખાં પેહેલાં કોઇ બ્રાહ્મણને ઘેર ગુલામ હતો. એ બ્રાહ્મણે એને આગળ રાજ મળશે એવું ભવિષ્ય કહ્યું હતું. તે ઉપરથી એણે પોતાના વંશનું નામ બ્રાહ્મણી વંશ પાડ્યું.

પ્ર. બ્રાહ્મણીવંશ ક્યાં ને કેટલાં વરસ ચાલ્યો?

ઉ. બ્રાહ્મણીવંશ દક્ષિણમાં ૧૩૪૭થી ૧૫૨૫ સુધી ૧૭૮ વરસ ચાલ્યો. એની રાજધાની પ્રથમ ગુલબર્ગને પછી વરંગુળ અને છેલ્લે બિડરમાં હતી.

પ્ર. બ્રાહ્મણીવંશના પાંચ ભાગ બોલી જાઓ.

ઉ. બિજાપૂરમાં અદીલ શાહી, ગોવાળકાંડમાં કુતબશાહી, અહમદનગરમાં નિજામ શાહી, અને ઈલિચપુરમાં ઈમાદશાહી તથા બિડરમાં બરીદ શાહી. એ પાંચને મોગલ પાદશાહ શાહજહાં અને ઓરંગજેબે તોડ્યા.

પ્ર. વિજયનગરના હિંદુ રાજ્યનો અંત કોણે આણ્યો?

ઉ. એનો અંત તાલિકોટની લડાઇમાં મુગલો એ આણ્યો. વિજયનગરનો નાશ થયો તેવારે ત્યાંના એક રાજકુમારે નાશી ચંદ્રગીરિમાં રાજ્ય સ્થાપ્યું હતું એના વંશે ૧૬૩૯માં મદ્રાસની જગા ઈંગ્રેજોને આપી, બીજા કુટાઈયાએ હાલના અનગુંડીનું રાજ્ય સ્થાપ્યું હતું. મ્હેસૂરના મહારાજા અને પ્રખ્યાત પાલેગાર લોકો વિજયનગરના ખંડીયા રાજાના વંશજછે.

પ્ર. સન ૧૩૪૦માં સ્વતંત્ર મુસલમાની પ્રાંત કયા હતા?

ઉ. નિચલો બંગાળા, ગુજરાત, માળવા, જઉનપૂર અને વણારસ–તેમાંના બંગાળા અને ગુજરાત અકબરે જીત્યા ને માળવા ગુજરાતના પાદશાહે જીત્યો હતો.

## પ્રકરણ ૧૦ મું.

**પ્ર.** બાબરનો જન્મ ક્યારે થયો ?

**ઉ.** બાબરનો જન્મ ૧૪૮૨ માં થયો. એ તૈમૂરવંશનો છઠ્ઠોપૂરૂષ બાપની પછી ૧૨ વરસની ઉમરે નહાના ફર્ઘાનરાજ્યની ગાદીએ બેઠા પછી એણે પરાક્રમકરી ૧૪૯૭માં તૈમૂરની રાજધાની સમર્કંદ જીતી લીધું. પણ ઉજ્બેકોએ તેને કહાડી મૂક્યો તેથી તેણે જઈને ૧૫૦૪ માં કાબુલ કબજે કર્યું ને ૧૫૨૬ માં હિંદ ઉપર સ્વારી કરી.

**પ્ર.** બાબરે હિંદમાં કેઈ કેઇ લડાઇઓ જીતી ?

**ઊ.** એણે ૧૫૨૬માં દિલ્લીના પાદશાહ ઇબ્રાહીમલોદી જોડે પાણીપતની અને ૧૫૨૭ માં ચિતોડ, મેવાડ અને માળવાના રજપૂતો જોડે ફતેપૂરસીક્રીની લડાઇઓ જીતી. આ બીજી લડાઇમાં બાબર સપડાયો હતો માટે જીવતાસુધી દારૂ પીવાની પ્રતિજ્ઞા લીધી હતી.

**પ્ર.** બાબર પછી કોણ ગાદીએ બેઠો ?

**ઉ.** એનો દીકરો હુમાયુ. એ ઈ. સ. ૧૫૩૦ માં બાપના મરણપછી ગાદીએ બેઠો. એ વેળા એને પોતાના ભાઈ કામરાનને કાબુલ અને પંજાબ આપવું પડયું. તેથી એના બાપની પેઠે એને આગ્રાનું ઠેકાણું રહ્યું નહી. માટે બંગાળાના અફગાન સરદાર શેરશાહસાથે દસવરસ લડી છેલ્લે બકસરને કનોજની લડાઈમાં હારી ઇરાન તરફ નાઠો ને દિલ્લીપતિ શેરશાહ થયો. એ શેરશાહ કલિંજર લેતાં મૃત્યુ પામ્યો. ઈ. સ. ૧૫૪૫

**પ્ર.** હુમાયું ઇરાનથી ક્યારે આવ્યો ?

**ઉ.** અફગાન કુળનો ત્રીજો પાદશાહ આદીલશાહ રાજ કરતો હતો તે વેળા હુમાયું ઈરાનથી આવ્યો એણે બીજી વાર કાબુલજીતી ફરીને દિલ્લીમાં અમલકર્યો. પણ ૧૫૫૬ માં તેનું મૃત્યું થયું.

પ્ર. હુમાયુ પછી કોણ ગાદીએ બેઠો ?

ઉ. એનો દીકરો અકબર. આ વેળા એનું વય તેર વરસનું હતું. તથાપી પાણીપતમાં અફગાનો ને સખત હાર ખવડાવી હતી. એ લડાઇમાં એના સામો અફગાન સરદાર હેમુ હતો. ઈ. સ. ૧૫૫૬

પ્ર. અકબરનો જન્મ ક્યાં થયો ને તેણે કેટલાં વરસ રાજ કર્યું?

ઉ. અકબરનો જન્મ ઈ. સ. ૧૫૪૨ માં સિંધના અમર કોટમાં થયો ને તેણે ૧૫૫૬ થી ૧૬૦૫ સુધી એકંદરે ૫૦ વરસ રાજ કર્યું. એ દર્મિઆન એણે રાજનો વિસ્તાર કરી બસેં વરસ ચાલે એવા સુદૃઢ પાયા ઉપર તેને મૂક્યું.

પ્ર. બેહેરામખાન કોણ હતો ને તેણે શું કર્યું હતું ?

ઉ. એ અકબરનો રક્ષક ને પ્રધાન હતો. એ એના બાપના વખતથી હતો. રાજ ચલાવવામાં એણેજ અકબરને પાવરધો કરી પાણીપત અને બીજી અફગાન લડાઇઓમાં જયમેળવી આપ્યો હતો. એને ખાનબાવા એટલે રાજપિતા કહેતા.

પ્ર. બેહેરામખાને બલવો શા માટે કર્યો?

ઉ. બહેરામના અહંકારી ને જુલમી સ્વભાવને લીધે અકબરે તેને પદભ્રષ્ટ કર્યો. તેથી તેણે બલવો કર્યો. પરતું અકબરે એ માફ કરી પેન્સન બાંધી આપ્યું. પછી બેહેરામ મક્કે હજ કરવા જતો હતો ત્યાં રસ્તામાં કોઇ અફગાને તેના બાપનું વેર લેવા તેને મારી નાખ્યો.

પ્ર. અકબરનાં કૃત્ય બોલી જાઓ.

ઉ. અકબરે પ્રથમ સ્વતંત્ર થયેલાં મુસલમાની રાજ્યો જીતી, પોતાના રાજ્યમાં ભેળ્યાં ને પછી રજપૂત રાજ્યો ઉપર ચડયો અને તેમને આધિન કર્યાં. આધિન કર્યાં એટલુંજ નહીં પણ બળ તથા સગાઇ અને મિત્રાચારીથી પોતાનાં મદદગાર બનાવ્યાં. એ પ્રમાણે આખું હિંદ વશ કરી મરતી વખત તેણે ચક્રવર્તિરાજ પોતાના દિકરાનેસારૂ મેલ્યું.

પ્ર. અકબરે કયાં રજપૂત રાજ્યો જીતી તેઓની કં- ન્યાઓ લીધી ?

ઉ. જેપૂર અને જોધપૂર. ચીતોડ જીતાયું પણ તેણે કંન્યા આપી નહીં. તેથી અદ્યાપી એ સિસોદીયા રજપૂતો મોટાઈ માનેછે. એમનું રાજ હાલ ઉદેપૂરમાં છે. એ શેહેર તેમણે નવું વસાવ્યું છે.

પ્ર. અકબરે હિંદુનાં મન મેળવવા શી યુક્તિઓ કરી?

ઉ. તેણે તેમને જાતિભેદ રાખ્યા સિવાય યોગ્ય અધિકાર આપ્યા. જુલમી વેરા બંધ કર્યા, તેમના ધર્મ તેમને સુખેથી પાળવા દીધા. અને તેમને લાભ થાય એવા કાયદા કર્યા.

પ્ર. અકબરના રાજમાં હિંદુઓ કયા કયા અધિકાર ઉપર હતા?

ઉ. જયપૂરના રાજા ભગવાનસિંગ પંજાબના સૂબા હતા તથા જોધપૂરના રાજા માનસિંગ સેન્યાપતિ હતા.તેમજ રાજા ટોડરમલ વસુલાત ખાતાના ઉપરી હતા. એ સિવાય બીજા ૫૧ હિંદુઓ મન્સબ્દાર એટલે ઘોડેસ્વાર ફોજના ઉપરી હતા. રાજા ટોડરમલે ઉત્તર હિંદમાં પેહેલ વેહેલી જમાબંધી બાંધી જમીનની મોજણી કરાવી હતી.

પ્ર. અકબરે હિંદુને માટે બીજાં કયાં કયાં કામ કર્યા?

ઉ. તેણે જજીઆ વેરો બંધ કર્યો, બાળલગ્ન અટકાવ્યાં, વિધવા વિવાહને કાયદાનો આધાર આપ્યો તથા સતી થ- વાનો ધારો બંધ કર્યો‡ અને સંસ્કૃત પુસ્તકોના ફારસીમાં તરજુમા કરાવ્યા.

પ્ર. અકબરે કયાં મુસલમાની સંસ્થાનો તાબે કર્યાં?

ઉ. બંગાળા, ઓરિસ્સા, ગૂજરાત, (બીજીવાર) માળવા, કાસ્મીર, તથા સિંધ અને કંદહાર એ સંસ્થાનો તાબે કર્યા.

પ્ર. અકબરે રાજધાની કયા શેહેરમાં કરી ?

---

‡. સતી થવાનો ધારો બંધ કર્યો હતો પણ તે અટકી શક્યો નહોતો.

ઉ. એણે રાજધાનીને સારૂ ફતેપુરશીકરી વસાવ્યું હતું પરંતુ આગ્રા વધારે સારૂ સ્થળ જણાયાથી દિલ્હી છોડી ત્યાં રાજધાની કરી. ને ૧૫૬૬ માં તેનો કોટ ચણાવ્યો. તે આઘાપી લગણ જમનાં નદી ઉપર ઝૂકી રહ્યો છે.

પ્ર. અકબર દક્ષિણમાં કોના સામા લઢવા ગયો હતો ?

ઉ. અકબર પંડે ઈ. સ. ૧૫૯૯ માં અહમદ નગરની બહાદુર બાઈચાંદ બીબી સામો લડવા ગયો હતો પણ તેમાં તેની જીત થઇ નહીં. એ બાઇને અહમદનગરની ફોજે ફિતુર કરી મારી નાખી હતી તથાપી શાહજ્યાંના અમલસુધી એ રાજ જીતાયું નહોતું.

પ્ર. અકબર ઉત્તરાવસ્થામાં શાથી દુઃખી થયો ?

ઉ. તે પોતાના કુટંબનાં કાવત્રાં અને પોતાના દીકરા સલીમની બદચાલને લીધે ઘયડપણમાં દુઃખી થયો.

પ્ર. અકબર કયારે મરણપામ્યો ?

ઉ. એ સન. ૧૬૦૫ માં મરણ પામ્યો. એને સિંકદ્રાબાદના ઊમદા રોજામાં દાટયો છે. એની કબર ઉપર ઓઢાડવાને બ્રિટિશ ગવર્નર નોર્થબ્રુકે સન. ૧૮૭૩ માં એક ભારે મુલની ચાદર આપી હતી.

પ્ર. અકબરે નવો ધર્મ શા આધારે સ્થાપો?

ઉ. એણે પોતાના દરબારમાં ભણેલા બ્રાહ્મણો, મુસલમાનો, પારસીઓ, યહુદીઓ, તથા પાદરીઓ રાખી ધર્મના વાદ વિવાદ કરાવ્યા. અને સૂષ્ટિ પ્રાપ્ય ઈશ્વર જ્ઞાનને આધારે નવો ધર્મ સ્થાપ્યો. એમાં સઘળા મતોના સર્વોત્તમ પ્રચાર દાખલ કર્યા હતા. એના રાજમાં સર્વને મરજી મુજબ ધર્મ પાળવાની છૂટ હતી. એ પોતે દરરોજ સૂર્યને પૂજતો, તથા એની એક રાણી હિંદુ અને એક ખ્રિસ્તિ ધર્મ પાળનારી હતી.

પ્ર. અકબરે રાજ રચના કેવી કરી હતી ?

ઉ. એણે રાજના પ્રાંતોકરી તેના ઉપર એકેકો સૂબો ઠરા-

ર્યો હતો. એ સૂબાને લશ્કરી, ન્યાય અને વસુલાત ખાતાનુ કુલ મુખ્તિઆરપણું આપ્યું હતું. તથા રાજધાનીમાં એક ન્યાયાધિશ રાખી તેને મદદકરવા મુખ્ય નગરોમાં કાજી રાખ્યા હતા શેહેરમાં પોલીસનો ઉપરી કોટવાળ હતો. તે માજીસ્ત્રેટનું કામ પણ કરતો હતો.

પ્ર. અકબરે વસુલાત પદ્ધતિ કેવી રીતે રચી હતી?

ઉ. તેણે જમીન મપાવી દરેક વિઘે પાક નક્કી કર્યો હતો. અને તેમાંના ત્રિજા હિસ્સાના ધણી સરકારને ઠરાવ્યા હતા. એ ભાગને બદલે નાણું લેવાની પણ છૂટ રાખી હતી. અકબરના રાજમાં બધા મળી પંદર પ્રાંત હતા અને જમીનની વસુલાત તથા બીજા કરવેરા મળી કુલ ૪૨ કરોડ રૂપિઆની આવક હતી. તપાસ કરતાં માલમ પડેછે કે અકબર અંગ્રેજ કરતાં ત્રણ ધણો વેરો લેતો હતો.

પ્ર. અકબરને કેટલા પ્રધાન હતા?

ઉ. અકબરને બે પ્રધાન હતા. એક રાજા ટોડરમલ અને બીજો અબુલફજલ. ટોડરમલે જમાબંધીની રીત બાંધી ને અબુલફજલે "આઈને અકબરી" એટલે અકબરના કાયદાનું પુસ્તક બનાવ્યું.

પ્ર. અકબર પછી કોણ પાદશાહ થયો?

ઉ. એના પછી એનો દીકરો જહાંગીર પાદશાહ થયો. એણે ૧૬૦૫થી ૧૬૨૭સુધી ૨૨ વરસ રાજ કર્યું. એ ૨૨ વરસ પોતાના છોકરાના બલવા બેસાડી દેવામાં, પોતાની બેગમની સત્તા વધારવામાં અને પોતાની મોજમજામાં ગાળ્યાં. એના દીકરા શાહજહાંએ ઉદેપૂરના રાણાને થકવ્યો અને ૫૦૦૦ રજપૂત ફોજસાથે જઈ કાબુલનું બંડ બેસાડી દીધું તથા દક્ષિણમાં અહમદનગરના હબસી વજીર મલીકંબર સાથે મળી જઈ મુગલ ફોજ સામો લડયો હતો. જહાંગીરના રાજની ઉપજ ૫૦ કરોડ રૂપિઆની હતી. એ-

ના વખતમાં કંદહાર પ્રાંત ઈરાનીઓએ જીતી લીધો હતો.

પ્ર. બેગમ નુરજહાં કોણ હતી?

ઉ. એ એક જહાંગીરની માનીતી બેગમ હતી. એ ઘણી રૂપાળી હતી તેથી જહાંગીરે એને પ્રથમ પરણવા ચાહ્યું હતું પણ અકબરને એ પસંદ ન હોવાથી તેને કોઇ સિપાઈ બહાદુર વેરે પરણાવી હતી. એ સિપાઈ બહાદુરને જહાંગીર રાજા થયા પછી મારી નંખાવ્યો ને નુરજહાંને પોતે પરણ્યો. એ બાઇ ઘણી બહાદુર હતી. એણે પ્રથમ જહાંગીર ઉપર પોતાની સત્તા બેસાડી પરંતુ એના સેનાપતિ મહોબતખાંએ સામા થઈ તેને તથા જહાંગીરને કેદમાં નાંખ્યાં. ને શાહજહાં જોડે મળી બલવો ઉઠાવ્યો એવામાં જહાંગીર મરણ પામ્યો. સ. ૧૬૨૭

પ્ર. જહાંગીરનાં લક્ષણ કોણે વર્ણવ્યાં છે?

ઉ. જહાંગીરના લક્ષણ બ્રિટિસ એલચી સરટામ્સરોએ વર્ણવ્યાં છે. તે લખેછે કે એની રાજધાની આગ્રામાં હતી. એ ઘણો વૈભવી હતો. એના તંબુ ભભકદાર હતા. એ પોતે દારૂ પીતો પણ રૈયતને દારૂ પીવાની મનાઈ કરી હતી. એ જાહેરમાં સદગુણનું ડોળ બરાબર જાળવી રાખતો તથા રાજ્યનું કામ ડહાપણથી કરતો ને ઘંટના સંબંધવાળી સાંકળ કિલ્લાથી જમીનસુધી લટકતી રાખી તેની મારફતે સર્વની ફરિઆદ સાંભળતો હતો. ધર્મ સંબંધી એના વિચાર એના બાપના જેવા હતા.

પ્ર. જહાંગીર પછી કોણ ગાદીએ બેઠું?

ઉ. એનો વડો દીકરો શાહજહાં બેઠો. એણે સ. ૧૬૨૮ થી ૧૬૫૮સુધી ત્રીસ વરસ રાજ્ય કર્યું. અને રાજ્યાસને બેસતી વખતે નુરજહાંને સારો દરમાયો બાંધી આપી તેના પક્ષના સહરીયાર વિગેરેને મારી નાખ્યા. અને દક્ષિણ હિંદના અહમદનગર, દલિચપૂર તથા બેદર ગઢ જીતી વિજા-

પુર અને ગોવળકોંડાના રાજા પાસેથી ખંડણી લીધી. પણ ઉત્તરહિંદમાં અફગાનીસ્તાનમાંનો ઘણો મુલક ખોયો હતો.

પ્ર. શાહજહાંએ ક્યાં ક્યાં ઈમારતો બંધાવી ?

ઉ. શાહજહાંએ આગ્રા ને દિલ્લીમાં ઇમારતો બંધાવી. તેણે આગ્રા ને તાજમહાલ અને મસ્જિદ વીગેરે ઈમારતી કારીગરીઓની ખૂબીઓથી શણગારી દિલ્હીમાં રાજધાની કરવાને મનસૂબે તેને અનુપમ ઠાઠમાઠના મકાનોથી શોભાયમાન કર્યું. દિલ્હીની મોટી જુમામસ્જિદ અને મહેલ એ દુનીઆમાં બધે વખણાય છે. મહેલનાં જડાવ કામની તથા અદભૂત કોતરણીની આખી દુનીઆમાં સીમા છે.

પ્ર. શાહજહાંના રાજની પેદાશ કેટલી હતી?

ઉ. શાહજહાંના રાજની પેદાશ ઘણી હતી. અકબરના વખતમાં જમીનની પેદાસ ૧૭॥ કરોડની હતી તે વધીને ૨૨ કરોડની થઇ હતી. એમાંથી (હિંદની મર્યાદા બહારના પ્રાંતની પેદાશ બાદ કરીએ તોપણ ૨૦॥ કરોડ રૂપિઆની રહેછે.) એણે પોતાને બેસવાને મોરની આકૃતિનું હિરામાણેક જડેલું સિંહાસન બનાવ્યું હતું. તેની પૂછડીની કીમત ૬॥ કરોડ રૂપીઆ ઝવેરી તાવર્નીએ કરી છે.

પ્ર. શાહજાદા ઔરંગઝેબે બળવો કરી શું કર્યું?

ઉ. એણે બળવો કરી પોતાના બાપ શાહજહાંને કેદ કર્યો. અને પોતે પંડે પાદશાહ થયો. તેથી શાહજહાં સાત વરસ બંધીખાનું ભોગવી રાજ કેદી તરીકે ૧૬૬૬માં આગ્રામાં મરણ પામ્યો.

પ્ર. ઔરંગઝેબે કેટલાં વરસ રાજ કર્યું?

ઉ. એણે ૧૬૫૮થી ૧૭૦૭ લગી ૪૯ વરસ રાજ કર્યું.

પ્ર. ઔરંગઝેબના રાજની મુખ્ય બિનાઓ કેઈ કેઇ?

ઉ. એના રાજની મુખ્ય બિનાઓમાં ભાઇઓનાં ખૂન, પોતાના પુત્રોના બળવા, સ્વતંત્ર મુસલમાની રાજ્યોનું જીતવું

અને રજપૂતાનાના તેમજ દક્ષિણનાં હિંદુ રાજ્યો સામે વિગ્રહ.

પ્ર. ઔરંગઝેબે પોતાના ભાઈઓનો નાશ શી રીતે કર્યો?

ઉ. તેણે પહેલાં વડા ભાઈ દારાને મરાવી નાખ્યો. પછી બીજા ભાઇ સુજાને આરાકાનમાં નસાડ્યો તે ત્યાં મરાયો અને છેલ્લે નાના ભાઈ મુરાદનો બંધીખાનામાં શીરછેદ કરાવ્યો.

પ્ર. દક્ષિણમાં ઔરંગઝેબ કોની સાથે લડ્યો ?

ઉ. તે દક્ષિણમાં બ્રાહ્મણી રાજ જોડે લડ્યો. તેમાં બિડર ઇલિચપૂર ને અહમદનગર તો તેણે ગાદીએ બેઠા પેહેલાં જીત્યાં હતાં. બાકીનાં ગોવળકાંડા ને બીજાપૂર સાથે ૨૫ વરસ પોતાના સરદારો મારફત લડાઈ ચલાવી. એટલામાં નવું મરેઠી રાજ ઉત્પન્ન થયું.

પ્ર. ઔરંગઝેબથી દક્ષિણ હિંદ બંધુ ક્યારે જીતાયું ?

ઉ. ઔરંગઝેબે પંડે બીજાં ચોવીસ વરસ દિલ્લી છોડી રણક્ષેત્રમાં રહી લડાઇ ચલાવી ત્યારે. (એમાંના પાંચ વરસ ગોવળકાંડા અને બીજાપુર જીતવામાં ગયાં હતાં. ૧૬૮૩થી૧૬૮૮.)

પ્ર. ઔરંગઝેબને પંડે દક્ષિણ કેમ જવું પડ્યું ?

ઉ. મરેઠી સરદાર શીવાજીએ મુગલાઈ પ્રાંતમાંથી ચોથ ઉઘરાવી છત્રપતિ પદ ધારણ કર્યું તેથી તથા શાહજાદો અકબર મરેઠાઓને મળી ગયો તેથી.

પ્ર. મરેઠી રાજની સ્થાપના કોણે કરી?

ઉ. મરેઠી રાજની સ્થાપના શીવાજી માહારાજે કરી. એ ૧૬૬૪માં રાજા થયો ને ૧૬૭૪માં છત્રપતિ થઇ રાયગઢમાં પાતાનો રાજ્યાભિશેક કરાવ્યો ત્યારપછી છ વરસે એટલે ૧૬૮૦માં તે મરણ પામ્યો. એના પછી એનો દીકરો સંભાજી થયો એને ૧૬૮૯માં ઔરંગઝેબે ક્રુરપણે મારી નાખી તેના પુષ્કળ કિલ્લા તથા રાજધાની કબજે કર્યા. પણ અનિમીતપણે લડનારા મરેઠાઓએ પોતાના કિલ્લા પાછા જીતી લેઇ તેની મેહેનત બરબદ કરી. ૧૭૦૫

પ્ર. ઔરંગજેબ કયા દુ:ખમાં ઘેરાઈ ગયો ?

ઉ. તેની ફોજ તેના કબજામાં ન રહી તે તથા મરેઠા ઉપરા ઉપરી છાપા મારી સંતાઇ જતા તે દુ:ખમાં તે ઘેરાઇ ગયો.

પ્ર. ઔરંગજેબનું મૃત્યુ ક્યારે થયું ?

ઉ. ઈ. સ. ૧૭૦૭માં. એણે મરેઠા જોડે સલાહ કરવા વિષ્ટિ મોકલી હતી તથા ચોથ કબુલ કરવા મનસૂબો કર્યો હતો પણ તે પાર પડયું નહીં. અને મેં મારા બાપને જેવું દુ:ખ દીધું છે. તેવું દુ:ખ મારા છોકરા મને દેશે એવા વેહેમમાંને વેહેમમાં તેનો દેહ અહમદનગરમાં પડ્યો.

પ્ર. ઔરંગજેબના કયા સરદારે આસામ ઉપર ચડાઇ કરી?

ઉ. મીરજુમલાએ એ ચડાઇમાં એનું લશ્કર રોગીષ્ટ ભૂમીને લીધે નબળું થઈ ગયું. ખોરાકી રોકાઇગઇ અને દેશીઓનાં ધાડાં આસપાસ વિંટળાઇ વળ્યાં તથા મીરજુમલ્લા ધાકા પહોચતા પેહેલાં મરણ પામ્યો.

પ્ર. ઔરંગજેબે ધર્માધપણામાં શું શું કર્યું ?

ઉ. તેણે હિંદુઓ પાસેથી જજિઆવેરો લીધો તથા તેમને રાજકારભારમાંથી દુર કર્યા અને તેમના ધર્મને અપમાન પહોચાડયું. નિમકહલાલ રાજા જસવંતસિંહજીની વિધવા તથા છોકરાં ઉપર જુલમ કર્યો. અને સતનરામી હિંદુપંથીઓને બલવો કરવાની જરૂર પાડી.

પ્ર. ઔરંગજેબના ધર્માધપણાથી શું શું નુકસાન થયું ?

ઉ. એના ધર્માધપણાથી રજપૂતે સામા થઈ માળવાના મુસલમાની પ્રાંતો ઉજડ કર્યા. મસીદો ભાગી નાખી તથા મુલ્લાંઓનું અપમાન કર્યું ને કુરાનને બાળી નાખ્યું ઇત્યાદિ.

પ્ર. ઔરંગજેબની ઉપજ કેટલી હતી ?

ઉ. ઔરંગજેબની ઉપજ સન. ૧૬૯૫માં ૮૦કરોડ અને ૧૬૯૭માં ૭૭૩/૪ કરોડ રૂપીઆની ગણવામાં આવીછે. તેમાંની

૩૮ કરોડ જમીનની ઉપજ જતાં ૪૦—૪૨ કરોડ કરવેરાની ઉપજ થાય છે. એ મુકાબલે બ્રિટિશ સરકારની ૧૮૭૫ માં કરવેરાની ઉપજ દર સાલી સરાસરી ૩૫ ¾ કરોડ રૂપીઆ થઇ હતી.

પ્ર૦ ઔરંગઝેબનાં લક્ષણ કેવાં હતાં?

ઉ. એ જાહેરમાં મુસલમાન પાદશાહને ઘટે તે પ્રમાણે ભવ્ય રૂપે રહેતો પણ ખાનગી રેહેણી સાદી રાખતો; કામમાં ઉદ્યોગી હતો અને ધર્મની ક્રિયા બરાબર પાળતો. એને કવિઓના ગ્રંથનાં અને કુરાનનાં મુખ્ય વચનો જોઇએ ત્યારે યાદ આવતાં હતાં. એણે જો બાપને રાજ ભ્રષ્ટ અને ભાઈઓની હત્યા તથા હિંદુઓ ઉપર જુલમ ન કર્યો હોત તો એનું જીવતર નિર્દોષ ગણાત.

પ્ર. મુગલાઇ રાજની પડતી કોના વખતમાં થઇ?

ઉ. ઔરંગઝેબ પછી થનાર છ પાદશાહોના વખતમાં મુગલાઈ રાજની પડતી થઇ. એ છમાંના પેહેલા બે જુલફિકારખાનના વશમાં હતા. અને છેલ્લા ચાર ને પાદશાહ બનાવનાર સૈયદોએ ગાદીએ બેસાડયા હતા.

પ્ર. દક્ષિણ અને અયોધ્યામાં કોણે સ્વતંત્રતા સ્થાપી?

ઉ. ૧૭૨૦થી મૂગલાઈ પાદશાહનું ખુલ્લીરીતે ભંગાણ થવા લાગ્યું તેથી નિઝામઉલમૂલ્કે દક્ષિણહિંદનો સહુથી મોટો ભાગ દિલ્લીથી છુટો પાડયો. (૧૭૨૦–૧૭૪૮) તેમજ અયોધ્યાના વજીરે પણ પોતાના તાબાના પ્રાંતો ઉપર સ્વતંત્રતા સ્થાપન કરી. (૧૭૩૨–૧૭૪૩) એ વજીર મુળે ઇરાની સોદાગર હતો.

પ્ર. મુગલોએ શિખ ગુરૂ બંદુની કેવી વલે કરી?

ઉ. શીખ લોકે બંડ કર્યું તેથી તેમને અને તેના ગુરૂબંદુને મુગલ પાદશાહ ફરોખશિરે રીબી રીબીને માર્યા. તેમણે બંદુને કસુંબી પાઘડી અને કસબી સેલાથી શણગારી

પાંજરામાં ઘાલી ફેરવ્યો. પછી તેના દેખતાં તેના છોકરાની છાતી ચીરી તેનું હ્રદય કહાડી તેના મોં ઉપર ફેંક્યું અને છેલ્લે તેનું માંસ ધગધગતી સાંણસીએ તોડાવ્યું. ૧૭૧૬.

પ્ર. ફરોખશીરના રાજમાં બીજો શો બનાવ બન્યો ?

ઊ. એના રાજમાં જોદ્ધપુરના અજીતસિંહે સ્વતંત્રતા સ્થાપી અને ૧૭૧૫માં બીજા રજપુત રાજાઓએ મુગલાઇ રાજનો સંબંધ તોડી સ્વાધીનપણે અમલ કરવા માંડયો.

પ્ર. ૧૭૪૩માં તથા ૧૭૫૧માં મરેઠાએ શું શું કર્યું ?

ઉ. મરેઠાએ ૧૭૪૩માં માળવા જીત્યો અને ૧૭૫૧માં ઓરિસ્સા જીતી બંગાળાની ખંડણી લેવાની સનંદ મેળવી. તથા એ પહેલાં તેમણે દક્ષિણમાંથી તલબી વેરો એટલે ચોથ ઉઘરાવી હતી.

પ્ર. મધ્ય એશીઆમાંથી કેઇ કેઈ સ્વારીઓ આવી?

ઉ. મધ્ય એશિઆમાંથી ઇરાનના નાદીરશાહની અને અફગાનીસ્તાનના અહમદશાહની સ્વારીઓ આવી. ૧૭૩૯ માં નાદીરશાહે સ્વારી કરી દિલ્હીની કતલ તથા ૫૮ દિવસ લૂટ કરી ૩૨ કરોડ રૂપીઆનું ધન હરણ કર્યું ને ચાલતો થયો. તેમજ અહમદદુરાનીએ છવાર સ્વારીઓ કરી કતલ અને લૂટ ચલાવી તેનું વર્ણન કમકમાટ આવે એવું છે. એ અહમદશાહને ૧૭૫૨માં પાદશાહે પંજાબ પ્રાંત આપ્યો હતો.

પ્ર. દુરાનીની સ્વારીઓથી કયા કયા પ્રાંતોની ખરાબી થઇ ?

ઉ. એમની સ્વારીઓથી મથુરાં અને અફગાનીસ્તાન તથા હિંદની વચ્ચેના પ્રાંતોની ખરાબી થઇ.૧૮૫૭ મથુરામાં ઓચ્છવને દીવસે દુરાનીઓ લૂટ તથા કતલ કરી કન્યાઓને અને જવાન સ્ત્રી પુરૂષોને ગુલામ કરી લઇ ગયા હતા. તેમજ પંજાબ જૂની રાજધાની ગુજરાનવાળાની વસ્તીનો પણ તનંદ નાશ કર્યો હતો, (ત્યાં હાલ વસ્તી થઈછે.)

પ્ર. મુગલાઈ પાદશાહતનું પતન કયારે થયું ?

ઉ. મૂગલાઈ પાદશાહતનું પતન ૧૭૬૫માં થયું. એસાલે મૂગલ પાદશાહે બંગાળા, બહાર અને ઓરિસ્સા પ્રાંત ઇંગ્રેજોને આપ્યા હતા.

પ્ર. ઇંગ્રેજનું પેન્સન લેનારા મોગલ પાદશાહ કયા થયા?

ઉ. ઇંગ્રેજનું પેન્સન લેનારા આલમગીર બીજો તથા અકબર બીજો વિગરે થયાં. એઓ પોઢ ઈલકાબ વળા તથા બહુ બાયડીઓવાળા જનાના ઉપર અમલ કરનારા પુતળાં જેવા હતા. એમનો અધિકાર માત્ર મહેલના અંદરના ભાગમાં હતો. એ વંશનો છેલ્લો પાદશાહ રાજ કેદી તરીકે રંગુનમાં મરીગયો.

પ્ર. ઈંગ્રેજેહિંદની પાદશાહત કોના પાસેથી જીતી લીધી?

ઉ. ઈંગ્રેજે હિંદની પાદશાહત મુગલો કનેથી નથી લીધી પણ એ હિંદુ રાજ સમુદાય શીખ તથા મરેઠા પાસેથી લીધી છે. મરેઠાને સને ૧૮૧૮માં ને શીખોને ૧૮૪૮માં છેલ્લા ઈંગ્રેજે જીત્યા હતા.

---

## प्रकरण ११ मुं.

પ્ર. મરેઠી રાજ કોણે સ્થાપ્યું ?

ઉ. મરેઠી રાજ શિવાજી એ સ્થાપ્યું. એનો બાપ શાહજી ભોંસલે કુળનો હતો. તેણે અહમદ નગર અને બિજાપુરનાં મુસલમાની રાજ્યો તરફથી મુગલો સામા લઢી બહાદુરીથી જાગીર મેળવી હતી. તેને પેટે ૧૬૨૭ માં શીવાજીનો જન્મ થયો. તેણે મરેઠામાં સ્વદેશા અભિમાન ઉત્પન્ન કરી મરેઠી રાજ સ્થાપ્યું.

પ્ર. શીવાજીએ કેવી રીતે રાજ મેળવ્યું ?

ઉ. શીવાજીએ છળભેદ, કપટ, ખૂન અને સકત લડાઈઓથી રાજ મેળવ્યું.

પ્ર. એની ફોજમાં કેઇ જાતના સીપાઇઓ હતા.

ઉ. એની ફોજમાં મરેઠી જાતના ખેડુત સીપાઈઓ હતા. તેઓને એ પગાર આપતો નહીં પણ લૂટમાંથી ભાગ આપતો હતો.

પ્ર. શીવાજીએ કપટથી કોનું ખૂન કર્યું ?

ઉ. એણે કપટથી બીજાપૂરના સરદાર અફ્ઝલખાનું ખૂન કર્યું. તેણે તેને સલાહને બાને એક ડુંગરી કીલ્લામાં બોલાવી તેનો તથા તેની સેન્યાનો નાશ કર્યો.

પ્ર. શીવાજીએ બીજું શું શું કર્યું ?

ઉ. શીવાજીએ સ. ૧૬૬૨માં સૂરત લૂટી ૧૬૬૪માં રાજ પદ ધારણ કર્યું. અને ૧૬૬૫ માં બિજાપુર સામા લડવામાં મુગલોને મદદ કરી. તેથી ૧૬૬૬ માં તેને સમજાવી દિલ્લી લેઈ ગયા. ઔરંગજેબે તેને કેદમાં નાખ્યો. ત્યાંથી તેણે નાશી આવી ૧૬૭૪ માં રાયગઢમાં પોતાનો રાજ્યા ભિશેક કરાવ્યો ને પોતાની તુળા સોનાથી કરી તથા બ્રાહ્મણોને દાન આપ્યું. એ પોતાનું રાજ કર્ણાટક સુધી ફેલાવી ૧૬૮૦ માં મરી ગયો.

પ્ર. ઔરંગજેબની ભૂલ ભરેલી રાજ નીતિ કેઈ ?

ઉ. એણે વૃદ્ધિ પામતા મરેઠી રાજનો નાશ કરવામાં મુસલમાન રાજ્યો જોડે સંપ કર્યો નહીં તે. એ વખતે જો એણે ઉત્તર ને દક્ષિણહિંદના મુસલમાની જૂના જઘડા દાટી દઇ તમાંમ મુસલમાની બળની ઐકયતા કરી હોત તો ફળ જૂદુ થાત.

પ્ર. શીવાજી પછી કોણ ગાદીએ બેઠું ?

ઉ. તેનો દીકરો સંભાજી બેઠો એનો ઔરંગજેબે આંખો ઉપર ડામ દેવડાવી તથા જીભ કપાવી શીર છેદ કરાવ્યો. અને એના ૭ વરસના દીકરા શાહુને પોતાની પાસે કેદ રાખ્યો. એ શાહુને ૧૭૦૭ માં પાદશાહના તાબેદાર રહેવાની કબુલતે ગાદી પાછી મળી. ત્યારથી મરેઠી રાજના કોલાપુર

અને સતારા એ બે ભાગ પડચા. તેમાંનું કોલાપુરનું રાજ હજુ ચાલેછે.

પ્ર. પેશ્વાઈ કોનાથી સ્થાપન થઇ ?

ઉ. પેશ્વાઇ શાહુના પ્રધાન બાલાજી વિશ્વનાથથી સ્થાપન થઈ. એ જાતેબ્રાહ્મણ હતા. અને પેશ્વા એ ઇલકાબ હતો. એમનું મુખ્ય સ્થળ પુના હતું. એ પેશ્વાએ દક્ષિણની ચોથ લીધી હતી તથા સૈયદોની મદદે દિલ્લી લશ્કર મોકલ્યું હતું.

પ્ર. બીજો પેશ્વા કોણ થયો ?

ઉ. બીજો પેશ્વા બાજી રાવ થયો. એણે માળવા અને નર્મદા તથા ચંબલ નદીનો પ્રદેશ દિલ્લીના પાદશાહ પાસેથી ખૂચી લીધો તેમજ ૧૭૩૯ માં પોર્તુગીજ પાસેથી વસાઇ પણ લેઈ લીધું.

પ્ર. ત્રીજો પેશ્વા કોણ થયો. ?

ઉ. ત્રીજો પેશ્વા બાલાજી બાજીરાવ થયો એણે મરેઠી ત્રાસ વરતાવ્યો તથા નિજામનો મૂલક જીતી દક્ષિણમાં રાજ વધાર્યું, એના વખતમાં ભોંસલે કુળની ત્રીજીશાખા નાગપુરમાં સ્થાપન થઈ. એ નાગપુરવાળાએ બંગાળા ઉપર ચડાઇ કરી છેક મુર્શિદાબાદનો પરાંસુધી લૂટ કરી. પરંતુ તેમને ત્યાંના સુબા અલિવર્ધીનખાને હાકી કહાડચા. એ વખતમાં કલકતાની આસપાસ તેના બચાવને અર્થે ખાડી ખોદાઈ એને મરેઠા ખાડી કહેછે.

પ્ર. બીજીવાર બંગાળા ઉપર કોણે ચડાઈ કરી ?

ઉ. ૧૭૪૩માં બીજીવાર બંગાળા ઉપર નાગપૂરના સરદાર રાઘુજી ભોંસલે ચડાઈ કરી બંગાળા પોતાની લૂટનું સ્થળ બનાવ્યું તેથી ૧૭૫૧ માં તેને નવાબ અલિવર્દીખાને બંગાળાની ચોથ તથા દક્ષિણ ઓઢીઆ પ્રાંત આપ્યો બંગાળાની લૂટને માટે એની સાથે પુનાના મરેઠા લડયા હતા.

પ્ર. ૧૭૬૧માં પાણીપતમાં મરેઠા સાથે અહમદદુરાની શા માટે લડ્યો ?

ઉ. મરેઠાએ તેના તાબાનો પંજાબ પ્રાંત લીધો હતો માટે તે લડયો. એ લડાઇમાં મરેઠા હાર્યા હતા.

પ્ર. પાંચ મરેઠી રાજ કયાં કયાં હત્તાં ?

ઉ. પુનામાં પેશ્વાનું, નાગપુરમાં ભોંસલાનું, ગોલિયરમાં સિંધિયા અને ઇંદોરમાં હોલકરનું તથા વડોદરામાં ગાયકવાડનું રાજ હતું.

પ્ર. ચોથા અને પાંચમા પેશ્વા કયા ?

ઊ. ચોથા માધવરાવ અને પાંચમા નારણરાવ તેમાં નારણરાવનો ૧૭૭૨ માં ઘાત કરવામાં આવ્યો હતો.

પ્ર. શિંધિઆને હોલકર કયા વંશનાછે ?

ઊ. શિંધિઆ પેશ્વાનાં પગરખાં સાચવનારના વંશનાછે અને હોલકર ભરવાડના વંશનાછે. એમણે માળવા ઉપર સત્તા બેસાડી અને પંજાબ અયોધ્યા, જાટ અને રોહીલ પ્રાંતો ઉપર સ્વારીઓ કરી હતી. તથા ઇંગ્રેજના પેન્સનલ દિલ્લીના પાદશાહ શાહઆલમને ફરીને ગાદીએ બેસાડયોહતો.

પ્ર. નાગપુરના ભોંસલાએ કયાંથી કયાં લગણ અમલ કર્યો?

ઉ. ઈ. સ. ૧૭૫૧થી ૧૮૫૩ સુધી. એ વરસમાં છેલ્લો રાઘોજીભોંસલા અપૂત્ર મરણ પામ્યો તેથી તેનું રાજ્ય ઇંગ્રેજી રાજમાં ભેળી દીધું.

પ્ર. ગાયકવાડી રાજમાં ઇંગ્રેજી રેસિડેન્ટ કયારથી રહેછે?

ઉ. એ રાજમાં સન ૧૮૧૭ માં છેલ્લો મરાઠી વિગ્રહ થયો ત્યારથી રેસીડેન્ટ રહે છે. એ રાજના ૧૦ મા ગાયકવાડ મલારરાવ ઉપર સન ૧૮૭૪ ઈંગ્રેજી રેસીડેન્ડને ઝેર દેવાનું તહોંમત આવ્યાથી તેને પદભ્રષ્ટ કરી તેના કૂળના કોઈ ગરીબ થઈ ગયેલા વંશને હાલ ઇંગ્રેજે ગાદી આપી છે.

પ્ર. પેહેલો મરેઠી વીગ્રહ ઉઠવાનું કારણ શું ?

ઉ. એનું કારણ એછે કે છઠ્ઠા સવાઇ માધવરાવ પેશ્વાનો જન્મ તેના બાપ નારણરાવના મરણ પછી થયો તેથી

તેના હક બાબત નારણરાવના કાકા રાઘોબાએ વાંધો ઉઠા-વી ગાદીનો દાવો કર્યો. તેના સામા લઢવા માધવરાવના ર-ક્ષક નાનાફડનવીએ ફ્રેંચોને મદદે બોલાવ્યા. એટલે ઈંગ્રેજો એ રાઘોબાનો પક્ષ કર્યો. પરંતુ સાલબાઈ મુકામે તહનામુ થયાથી એ વિગ્રહનો અંત આવ્યો. (સ.૧૭૭૯થી ૧૭૮૧) એ તહનામાની રૂએ સાષ્ટિ, ધારાપુરી અને બીજા બે બેટ ઈંગ્રેજોને મળ્યા. તથા રાઘોબાને પેન્સન અપવામાં આવ્યું અને માધવરાવપેશ્વા અધિકારઉપર રહ્યા પણ ૨૧ વરસની ઊમર થતા લગી નાનાફડનવિસે તેને રાજની લગામ સોંપી નહીં તેથી તેણે આપઘાત કર્યો. એ તહનામું ૧૭૮૨માં થયું.

પ્ર. બીજો મરેઠી વિગ્રહ શાથી ઉઠયો ?

ઊ. એ વિહ ઉઠવાનું કારણ એછે કે સવાઇ માધવરા-વ પછી છેલ્લો બાજીરાવપેશ્વા થયો. તેના ઉપર હોલ્કરે ચ-ડાઈ કરી તેથી તે ઈંગ્રેજને શરણે ગયો અને પોતાનું રક્ષણ થવા ૧૮૦૨માં વસાઇનું તહનામું કરી ઇંગ્રેજી ફોજ પોતાને ખરચે પુનામાં રાખવાનો ઠરાવ કર્યો. એ તહનામૂ તોડવાને ઉત્તરના મરેઠાઓએ અકેકો કર્યો તેથી બીજો મરેઠી વીગ્રહ ઉઠ્યો. ( ૧૮૦૩ થી ૧૮૦૪ )

પ્ર. બીજા મરેઠી વિગ્રહમાં કયે કયે ઠેકાણે યુદ્ધ થયું ?

ઉ. દક્ષિણમાં આસાઈને આર્ગામ તથા ઉત્તરમાં લાસવા-રી દિલ્લી અને દિગ આગળ યુદ્ધ થયું. તેમાં પહેલી બે લડાઇમાં સિંધિઆને નાગપુરના મરેઠાને જનરલ વેલેસ્લી-એ હરાવ્યા ને બીજી ત્રણ લડાઈઓમાં મરેઠાને લાર્ડલેકે હરાવ્યા. આ લડાઇથી ઈંગ્રેજને પુષ્કળ મુલક મળ્યો તથા ફ્રેંચ સત્તા પડી ભાગી અને દિલ્લીનો નામનો પાદશાહ પા-છો ઇંગ્રેજના રક્ષણમાં આવ્યો.

પ્ર. છેલ્લો મરેઠી વિગ્રહ કયારે થયો ને તેનો પરિણામ શો થયો ?

ઊ. છેલ્લો મરેઠી વિગ્રહ ૧૮૧૭–૧૮માં થયો. અને એનો પ્રરિણામ એ થયો કે પેશ્વા હોલ્કર અને નાગપૂરના મરેઠા પ્રથક પ્રથક હાર્યા ને તેમનો સદાનો અંત આવ્યો. બાજીરાવપેશ્વા ઈંગ્રેજને શરણે આવ્યાથી તેને પેન્સન આપી બીથુરમાં રાખ્યો ને તેનો મુલક ઇંગ્રેજી રાજમાં ભેળ્યો સ. ૧૮૧૮. એ પેશ્વાનો દત્તક નાનાસાહેબ ૧૮૫૭ના બલવામાં બલવાખોરોનો આગેવાન હતો.

---

## प्रकरण १२ मुं.

પ્ર. અમેરિકાખંડ કોણે સોધી કહાડ્યો ?

ઊ. અમેરિકા સન ૧૪૯૨માં કોલંબસે સોધી કહાડ્યો. એ સ્પેનના વાવટા નીચે પશ્ચિમ ભણી હિંદ શોધવા નીકળ્યો હતો. તેને બદલે એણે અમેરિકા શોધી કહાડયો.

પ્ર. પોર્તુગાલથી પેહેલ વેહેલુ હિંદમાં કોણ આવ્યું ?

ઊ. પોર્તુગાલથી સ. ૧૪૯૮માં પહેલો વાસ્કોદાગામા આવ્યો. એ પોર્તુગાલના સિસ્બોનથી નીકળી કેપઆવગુડહોપને રસ્તે થઇ દક્ષિણહિંદના કાલીકટ બંદરે ઉતર્યો ને છ મહીના રહી પાછો ગયો. તે વારે કાલીકટના હિંદુરાજાએ પોર્તુગાલના રાજા ઉપર એક પત્ર લખી આપ્યું હતું. તેમાં તેણે એમ લખ્યું હતુ કે મારા રાજમાં તજ, લવિંગ, સુઠ, મરી અને રત્નો નિપજેછે તે આપી તેના બદલામાં તમારા દેશમાંથી સોનું, રૂપુ, પરવાળાં અને લાલરંગ લેવા ઇચ્છું છું.

પ્ર. વાસકોદાગામા બીજીવાર કયારે આવ્યો?

ઊ. એ બીજીવાર ઈ. સ. ૧૫૦૨માં આવ્યો, એ વખતે એણે કોચીન અને કાનાનોરના રાજાજોડે સલાહ કરી જામોરીનનો પરભાવ કર્યો.

પ્ર. પોર્તુગીજના હિંદમાં પેહેલા ગવર્નરો કોણ થયા ?

ઉ. પોર્તુગીજના પહેલા ગવરનર ૧૫૦૫ મા આલ્મૈડાને ૧૫૦૯માં આલ્બુકર્ક થયા.એમાંના આલ્બુકર્કે કાલિકટના હુમલામાં નિષ્ફળ થવાથી ૧૫૧૦માં ગોવા લઈ લીધું.તે અદ્યાપી તેમના તાબામાં છે. પછી એણે લંકાંની પ્રદક્ષિણા કરી મલાકા કબજે કર્યું ને સિયામ તથા મસાલના દ્વિપો જોડે વેપાર ચાલુ કરી તે પાછો ગોવે ગયો ત્યાં એનો ૧૫૧૫ માં કાળ થયો.

પ્ર. વાસકોદાગામા ત્રિજીવાર કયારે આવ્યો ?

ઉ. વાસકોદાગામા ૧૫૨૪ માં ત્રીજીવાર હિંદમાં આવ્યો એ પણ ૧૫૨૭ માં મરણ પામ્યો. (એનું મૃત્યુ કોચીનમાં થયું હતુ. )

પ્ર. ભરતખંડમાં પોર્તુગીજોનાં કૃત્યો કેવાં હતાં ?

ઊ. એ લોકોનાં કૃત્યો ઘણા ઘાતકી તથા જુલમી હતાં. માત્ર આલ્બુકર્કે દેશી રાજા પ્રજાની પ્રીતિ સંપાદનકરી હતી. તેથી દેશીઓ તેના નામને ઘણા સંભારતા હતા. ગોવાના તમાંમ લોકો તેની કબર પાસે જઈ પૂજ્ય ભાવે ફરિઆદ કરતા તથા તેના પછીના અધિકારીઓ ના જુલમથી છૂટવા પરમેશ્વરની પ્રાર્થના કરતા હતા.

પ્ર. ભરતખંડમાં પોર્તુગીઝોની પડતી કયારથી થઈ ?

ઊ. સ. ૧૫૮૦ માં પોર્તુગાલ ને સ્પેન જોડાઇ ગયાં ત્યારથી.

પ્ર. હમણાં પોર્તુગીજ તાબાનાં સંસ્થાન કયાં કયાં છે. ?

ઊ. હમણા દીવ, દમન ને ગોવા. પોર્તુગીઝના તાબાનાં સંસ્થાન છે. એમાં પોર્તુગીઝને હાફ્કાસ્ટ પોર્તુગીજો વસે છે. એ હાફ્કાસ્ટ પોર્તુગીજો રોમન કાથોલીક ધર્મ પાળેછે. તથા યુરોપી ઉપનામો ધારણકરે છે તેઓ ફીરંગી નામથી ઓળખાય છે.

પ્ર. પોર્તુગીજનો વેપાર ક્યા લોકોએ તોડી પાડયો ?

ઉ. એમનો વેપાર હોલાંડના રહેવાસી વલંદા એટલે ડચ લોકોએ તોડી પાડયો એ વલંદાઓની પૂર્વદેશો જોડે વેપાર કરવાને

ઘણી કંપનીઓ ઉભી થઈ હતી. તે બધી ૧૬૦૨માં ડચઇસ્ટ ઇંડિઆ કંપનીમાં જોડી દેવામાં આવીને ૧૬૧૯માં તેમણે જાવા બેટમાં બટેવીયા શેહેર વસાવી વલંદા સરકારના ઇંડિસ સંસ્થાનની રાજધાની કરી. એ રાજધાની પ્રથમ આમ્બોયનામાં હતી.

પ્ર. ઈંગ્રેજોને આર્કિપેલેગોમાંથી હિંદમાં કેમ આવવું પડ્યું?

ઊ. વલંદાએ ૧૬૨૩ માં આમબોયનામાં ઈંગ્રેજોની કતલ કરી તેથી તેમને હિંદમાં આવવું પડ્યું. એવેળા વલંદાની દરીયાઇ સત્તા આખી દુનિઆમાં સર્વો પરિ હતી. તથા તેમને ને ઈંગ્રેજો ને ઘણા કાળલગી દરિયાઇ યુદ્ધને ખૂનરેજી ચાલી હતી.

પ્ર. વલંદાએ પોર્તુગીજોનાં ક્યાં ક્યાં સંસ્થાન લીધાં?

ઊ. ફોર્મોસા, મલાકા. પાલકોલુ, જાફ્નાપટમ, મલબાર, અને સેંટથોમી તથા મક્કાસર, એ સંસ્થાનો લીધાં.

પ્ર. વલંદા લોકોની પડતી શાથી થઈ?

ઊ. તેમની અદુરદર્શીરાજ નીતિથી. તેમણે પ્રતિસ્પર્દ્ધિ વેપારીઓ ઉપર જુલમ કરવામાં બાકી રાખી નહીં. અને તેમના તાબામાં આવેલા દેશીઓના લાભતરફ કંઇ વિચાર કર્યો નહીં તેથી તેમની ઉતાવળે પડતી થઇ ને ઈંગ્રેજોએ તેમનાં બધાં સંસ્થાનો લેઈ લીધાં.

પ્ર. વલંદાની કંઇ એંધાણીઓ હિંદમાં છે?

ઊ. તેમની એંધાણીઓમાં માત્ર તેમનાં બાંધેલાં વિચિત્ર મકાનો અને પાણીની નેરોછે. જેમ અમદાવાદમાં વલંદાની હવેલીછે તેમ ચિન્સુરા નેગાપટમાં, જાફ્ના પટમ, અને કરોમાંડલ તથા મલબાર કાંઠાનાં બંદોરોમાંછે.

પ્ર. ઈંગ્રેજો કયે રસ્તે થઇને પહેલા હિંદમાં આવ્યા?

ઊ. તેઓ કેપઆવગુડહોપને રસ્તે થઇને પહેલા હિંદમાં આવ્યા. તેઓએ ૧૪૯૬ માં એ પેહેલાં એ ભૂશિર વટાવવામાં પહેલી ૧૫૯૬ માં કોર્નીલિયસ હોટમાને ફતે મેળવી. વાયવ્ય કોણુને અને યુરોપ એશિઆના ઉત્તર સમૂદ્રને રસ્તે આવવા પ્રયત્ન કર્યો હતો પણ તે નિષ્ફળ ગયો હતો.

પ્ર. એ પહેલાં કયા કયા ઇંગ્રેજો હિંદમાં આવ્યા હતા?

ઊ. સ. ૧૫૭૯માં ટામસ સ્ટીવન્સ અને સને ૧૫૮૩માં રાલ્ફફિચ, જેમ્સન્યુબેરી તથા લીડ્સ એ આવ્યા હતા. એમાં પહેલો સાષ્ટિબેટની જેસ્યુઇટ કોલેજનો મુખ્ય શિક્ષક હતો ને બીજા ત્રણ વેપારીઓ હતા.

પ્ર. ઈંગ્રેજોની ઇસ્ટઈંડિઆ કંપનીઓ કયારથી સ્થાપાઈ?

ઉ. સન ૧૬૦૦ના ડીસેમ્બરની ૩૧મી તારીખથી ઇંગ્લિશ ઈસ્ટઇંડિયા કંપની લંડનમાં પેહેલી સ્થપાઇ. એ વખતે લંડનની ગાદીએ રાણી ઈલિઝાબેથ અને દિલ્લીની ગાદીએ મહાન અકબર હતો.

પ્ર. ઈંગ્લાંડમાં બીજી કેઇ કેઇ કંપનીઓ સ્થપાઇ હતી?

ઉ. કોર્ટનની, સહાસી વેપારીઓની અને ઈંગ્લિશ અથવા ઇસ્ટઇંડીસ જોડે વેપાર કરનારી સાધારણ મંડળી. એ કંપનીઓ સ્થપાઇ હતી. એમાંની પેહેલી ૧૬૫૦માં બીજી ૧૬૫૭માં અને ત્રીજી ૧૭૦૯ મૂળ કંપની જોડે મળી જઇ તેનું સંયુક્ત ઇસ્ટઇંડિઆ કંપની એવું નામ પડયું.

પ્ર. ઈંગ્લિશ કંપનીએ પહેલવેલી સફર કયાં કરી?

ઊ. ઈંગ્લિશ કંપનીએ પહેલી સફર આર્કિપેલેગોમાં કરી. એ સફરમાં કપ્તાંન લાંકાસ્ટરે ૧૬૦૨ માં અચીનના રાજા જોડે વેપાર ચાલુ કર્યો ને બંતાનમાં કોઠી (વખાર) બાંધી. એ પછી મસાલાના બેટોમાંથી વહાણ ભરી જવામાં આવતાં હતાં કેમકે હિંદને પશ્ચિમ કાંઠે તો પોર્તુગીજોએ તેમને પેસવા દીધા નહીં.

પ્ર. હિંદના ક્યા બંદરમાંથી ઇંગ્લિશ કંપનીએ પહેલાં માલ ભર્યો?

ઉ. પોર્તુગીજે પ્રતિરોધ કરયા છતાં સ. ૧૬૧૧ માં સરહેન્રિમિલ્ટને ખંભત બંદરમાંથી પેહેલો માલ ભર્યો.

પ્ર. પોર્તુગીજો સાથે સુવાળીનું દરિયાઇ યુદ્ધ ક્યારે થયું?

ઉ. સ. ૧૬૧૫માં સુવાળીનું દરીયાઈ યુદ્ધ થયું એ ગામ તા પીનદીના મુખથી થોડે છેટે છે. એ યુદ્ધમાં કપ્તાતબેસ્ટે ચાર વાર પોર્તુગીજોનાં સેંકડો વહાણોને મારીનેહાંકી કહાડયાંહતાં.

પ્ર. સરટામસરો ક્યારે આવ્યો હતો ને તેણે શું કર્યું ?

ઉ. એ ઈંગ્રેજ વકીલ સ. ૧૬૧૫ માં આવ્યોહતો. એણે આવી જહાંગીર પાદશાહ પાસે ઇંગ્લિશ વેપારની લાભકારક માગણીઓ કબુલકરાવી. એ વખતે ઇંગ્લાંડની ગાદીએ પહેલો જેમ્સ પાદશાહ હતો.

પ્ર. વલંદાએ આમ્બોયનામાં ઇંગ્રેજનાં કેટલાં માણસની કતલ કરી ?

ઉ. એ લોકોએ સ. ૧૬૨૩ માં ઇંગ્રેજનાં વિસ માણસની કતલ કરી. એમાં ૯ ઇંગ્રેજ, ૯ જાપાનીઓ અને એક પોર્તુગીજ ખલાસી તથા એક કપ્તાન હતો. એ કતલની નુકસાની બદલ વલંદાને ૩૬૧૫૦ રૂપીઆ આપવા પડયા હતા.

પ્ર. મદ્રાસ ઈલ્લાકામાં ઇંગ્રેજનાં પહેલાં થાણાં કયાં થયાં?

ઉ. મછલીપટણ, આર્ગામ અને મદ્રાસ ત્યાં એમનાં પહેલાં થાણાં ગયાં. મદ્રાસને ચીનાપટણ કહેછે. એ ગામ ૧૬૩૮ માં ચંદ્રગીરીના રાજા પાસેથી આર્ગામના અધિકારીએ ખરીદ કરી ફોર્ટસંત જયાર્જ નામે કિલ્લો બાંધી મદ્રાસ વસાવ્યું. હિંદમાં કંપનીનું પેહેલું મુલકી સંસ્થાન એ હતું.

પ્ર. મુંબાઇ ઈલાકામાં પહેલાં થાણાં કયાં થયાં ?

ઉ. મુંબાઇ ઈલાકામાં પહેલાં થાણાં સૂરત અને મૂંબઈમાં થયાં સ. ૧૬૧૫ માં ઇંગ્રેજે સુરતમાં પહેલી કોઠી ઘાલી ધોધા અમદાવાદ ને ખંભાત જોડે વેપાર કરવા માંડયો. પછી ૧૬૬૧માં પોર્તુગીજે પેરામણીમાં ઇંગ્રેજને મુંબઈ ભેટ આપ્યો. તે વખતે એ મુંબાઈ માછીઓનું નાનુંસરખું ગામડું હતું ને ત્યાંના હવાપાણી બહુ નઠારાં હતાં. એ મુંબઈ ભેટ બીજા ચાર્લસરાજાએ દરવસે શો રૂપી-

આ માટે ઇસ્ટઇંડિઆ કંપનીને આપ્યો હતો. તેથી કંપનીએ સુરતથી થાણું ઉઠાવી મુંબાઇ લઇજવા ઠરાવ કર્યો કારણકે શિવાજીએ ૧૬૬૩ માં સુરત લૂટયું તેથી એમને ભો લાગ્યો હતો.

પ્ર. બંગાળામાં ઈંગ્રેજે કેઈ કેઇ કોઠીઓ ઘાલી ?

ઉ. બંગાળામાં ૧૬૪૦માં હુંગલીની અને૧૬૪૨માં બાલા શેરની પ્રથમ ઇંગ્રેજેકોઠીઓ ઘાલી અનેપછી૧૬૪૫માં દાકતર હોપવેલે સાહજહાંપાસે પોતાની નોકરીનાબદલામાંએકલી ઇંગ્લિશ કંપનીને વેપાર કરવાનો હક મેળવી આપ્યો ત્યારથી બીજી કોઠીઓ ઘાલી.

પ્ર. બંગાળાને મદ્રાસથી કયારે જુદું પાડયું ?

ઉ. સ. ૧૬૮૧માં બંગાને મદ્રાસથી જુદુ પાડી મી. હોજીસને બંગાળાના ઉપસારમાં કંપનીના કામકાજનો તથા કાશીમ બજાર, પટના, બાલાસોર, માલ્દાહ અને ધાકા તાબાની કોઠીઓનો એજંટ અને ગવર્નર નીમ્યો. પરંતુ મદ્રાસ અને મુંબાઈ પ્રમાણે બંગાળામાં હજુ ઇંગ્રેજે મુલકી સંસ્થાનો મેળવ્યાં નહોતાં.

પ્ર. ફોર્ટસેંત વિલ્યમનો કિલ્લો ઇંગ્રેજે કયાં બાંધ્યો ?

ઉ. બંગાળાના નવાબ શૈસ્તખાને ૧૬૮૬માં બંગાળાની ઇંગ્રેજી કોઠીઓ જપ્ત કરવાનો હુકમ કર્યો. તેથી હુગલીના વેપારીઓ ને તેનો અધ્યક્ષ એ નદીના બારાતરફ ૨૬ મૈલ દુર સુટાનટી ગામમાં ગયા ને ત્યાં પોર્ટસેંત વિલ્યમ બાંધ્યો. તથા ૧૭૦૦માં એ સુટાનટી, કાલીકટા અને ગોવિંદપુરએ ત્રણગામ ઔરંગજેબના દીકરા આઝમ પાસેથી વેચાતાં લીધાં. એ ત્રણે ગામ મળીને હાલનું કલકત્તા થયુંછે.

પ્ર. ઇંગ્રેજોએ મુલકી સત્તા મેળવવાને શો ઉપાય કર્યો ?

ઉ. એમણે મુલકની સત્તા મેળવવાને સરજોન ચાઇલ્ડસ હિંદનો ગવર્નર જનરલ અને નૌકાસેનાપતિ નીમી તેને ને-

સલાહ અથવા લડાઇ કરવાનો અને કંપનીનાં સંસ્થાનના રક્ષણ અર્થે ગોઠવણ કરવાનો સર્વ અધિકાર આપ્યો.

પ્ર. ઇસ્ટઇંડિઆ કંપનીઓ કયાકયા લોકોએ સ્થાપી હતી?

ઉ. સ. ૧૬૦૦ માં ઇંગ્રેજોએ ૧૬૦૨ વલંદાએ, ૧૬૦૪ માં ફ્રેંચોએ,અને ૧૬૧૨ માં ડેનલોકોએ, ૧૬૯૫ માં સ્કાટલોકોએ ૧૭૨૩ માં આસ્ટ્રિઆના લોકોએ અને ૧૭૩૧ માં સ્વીડલોકોએ ઇસ્ટઇંડિઆ કપનીઓ સ્થાપીતેમાં૧૬૦૪,૧૬૧૧, ૧૬૧૫, ૧૬૪૨, ૧૬૪૪ અને ૧૭૧૯ માં ફ્રેંચોની અનુક્રમે ૭ કંપનીઓ સ્થાપાઇ હતી તથા ૧૬૧૨ અને ૧૬૭૦ ડેન લોકોની બે કંપનીઓ સ્થાઇ હતી. પોર્તુગીજ લોકોએ કંપની સ્થાપીજ નથી.

પ્ર. એ યુરોપીલોકોનાં થાણાં કયાં કયાં હતાં ?

ઉ. પોતુગીજ, ઇંગ્રેજો અને વલંદાનાં થાણાં સંબંધી પાછળ કહેવામાં આવ્યું છે. તથા ફ્રેંચોનાં થાણાં વિષે આગળ પ્રકરણમાં વાત આવશે અને બીજી કંપનીઓનાં કામ અસારસ્વત હતાં. પરંતુ ડેનમાર્કના લોકોએ ટાન્કવીબાર, સેરામપુર, પોર્તોનોવો, ઈડોવા અને હોલ્યેરીનાં સંસ્થાનો સ્થાપ્યાં હતાં. તેમાંનાં પેહેલાં બે સ. ૧૮૪૫ માં ઇંગ્રેજે વેચાતાં લીધાં હતાં.

---

## પ્રકરણ ૧૨ મું.

પ્ર. ઇંગ્રેજોને કબજે પેહેલીભૂમી કેઈ આવી ?

ઉ. સેંટજ્યાર્જ ગઢ કે મદ્રાસ. એ સેંટજ્યાર્જગઢ ૧૬૩૯ માં ફ્રાન્સીસડેનામે ઇંગ્રેજે બાંધ્યો હતો.

પ્ર. ફ્રેંચોનું પહેલુ થાણું કયે ઠેકાણે થયું ?

ઉ. ફ્રેંચોનું પહેલું થાણું સન. ૧૬૭૪માં કરોમાંડલ કાંઠે મદ્રાસની ઉત્તરે પાંદિચેરીમાં થયું. એ લોનોએ ઇંગ્રેજસાથે સત્રુવટ રાખ્યાવિના ઘણાં વરસ જોડે જોડે રહી પેમાર કર્યો હતો.

પ્ર. દક્ષિણ હિંદમાં કયાં સ્વતંત્ર રાજ્ય હતાં ?

ઉ. દક્ષિણ હિંદમાં નિઝામ, કર્ણાટક, ત્રિચીનપોલી, તાંજોર, મ્હૈસૂર અને પોલીગાર લોકોનાં સ્વતંત્રરાજ હતાં. એમાંના પેહેલાં બે મુસલમાનીને બાકીનાં ચાર હિંદુ હતાં. એ રાજ્યો ઓરંગજેબના મૃત્યુ પછી સ્વતંત્ર થઇ વંશ પરંપરા હક રાખતાં હતાં.

પ્ર. ઇંગ્રેજને કર્ણાટકમાં પહેલો વિગ્રહ કોનીસાથે થયો ?

ઉ. ઇંગ્રેજને કર્ણાટકમાં પહેલો વિગ્રહ ફ્રેંચો સાથે થયો. કારણ કે તેમના નૌકાસૈન્યાપતિ લાબર્દોને ઇંગ્રેજોનું મદ્રાસ લેઈ લીધું હતું માટે ૧૭૪૮ માં એડમિલર બાસ્કાવેનની સરદારી નીચે ઇંગ્રેજી નૌકાસૈન્યે પાંદિચેરીને ઘેરો ઘાલ્યો. તેને મેજરલારેન્સે મદદકરી હતી. એ ઘેરામાં બધા હુમલા ફ્રેંચોએ પાછાવાળ્યા હતા. પણ એજ વરસમાં એકસલાશાપેલના કોલકરારથી ઇંગ્રેજોને મદ્રાસ પાછું મળ્યું. આ લડાઇ થવાનું કારણ એહતું કે ઇંગ્રેજી નૌકાસૈન્યે પ્રથમ તેમના ઉપર કરો માંડળકાંઠે ચડાઇ કરી હતી. તેથી એ વખતે પાંદીચેરીના ફ્રેચગવર્નર ડુપ્લીએ કર્ણાટકના નવાબને નજરાણું આપી વચમાં નાખી ઝઘડો પતાવ્યો હતો.

પ્ર. ફ્રેંચો ઉપર કર્ણાટકના નવાબે કેમ ચડાઈ કરી હતી?

ઉ. તેમણે ઇંગ્રેજોનું મદ્રાસ અન્યાય પણે લીધું હતું તેથી એ નવાબે નિષ્પક્ષપાતપણાને વળગી રહી ફ્રેંચોને હાંકી કહાડવા ચડાઈ કરી હતી પણ તેમાં તેની હાર થઇ હતી.

પ્ર. ફ્રેંચો સાથે બીજો વિગ્રહ શાથી થયો ?

ઉ. ફ્રેંચ ગવર્નર ડુપ્લીને હિંદમાં બાદશાહત સ્થાપવાનો લોભ થયો તેથી તેણે હૈદ્રાબાદ અને આર્કાટની ગાદીએ પોતે નીમેલા દાવાદારને બેસાડ્યા. પરંતુ આર્કાટની ગાદીના દાવાદરની સામા થનાર મહમદઅલીએ ઇંગ્રેજોની સહાય માગી તેથી ઇંગ્રેજ સરદાર ક્લાઇવ સાહેબે ૧૭૫૧માં આર્કાટ

લેઈ મહમદઅલ્લીને ગાદીએ બેસાડ્યો. એ મહમદ અલ્લી- પછી વહાલાજાહનામે ઓળખાયો. ફ્રેંચોમાં જેમ સહાસીક ડુપ્લે રાજવિદ્યામાં કુશળ હતો તેમ ઇંગ્રેજોમાં કલાઇવ હતો. પરંતુ ડુપ્લે કરતાં કલાઇવમાં યુદ્ધ કુશળતા વિસેષ હતી.

પ્ર. કલાઇવ વિલાયત કયારે ગયો ?

ઉ આર્કોટની લડાઇ વિત્યા પછી તેની તબીયત બગાડ- વાથી તે વિલાયત ગયો. એના પરાક્રમથી ઇંગ્રેજના શુરાત- નની કીર્તી હિંદમાં ફેલાઇ ગઇ હતી. પ્લાસીની લડાઇ કર- તાં પણ કર્ણાટકમાં ફ્રેંચસામા બાથ ભીડવામાં એણે વધારે પરાક્રમ કર્યું હતું. એ વિગ્રહનું વર્ણન ઓર્મેપુરે પુરૂં કર્યુંછે.

પ્ર. વાંદેવ.સની લડાઇ કયારે થઈ?

ઉ. વાંદેવાસની લડાઇ સ. ૧૭૬૦માં થઇ. એ લડાઈમાં ફ્રેંચ- સેનાપતિ લાલીને ઇંગ્રેજ સરદાર કર્નલકૂટ સાહેબે હરાવ્યો હતો. અને તે પછી તેણે ફ્રેંચ તાબાના પાંદિચેરીને ઘેરો ઘાલ્યો તેમાં તેખોરાક ખુટવાથી તાબે થયું (૧૭૬૧) ને તે પછી જીં જીગઢ પણ તેનો તાબે થયો. આ લડાઈ પછી ફ્રેંચોની સત્તા હિંદમાં પડી ભાગી હતી.

પ્ર. સ. ૧૭૦૭માં બંગાળાનો હાકેમ કોણ હતો ?

ઉ. એ વખતે બંગાળાનો હાકેમ મૂર્શીદકુલી ખાન કરીને હતો. એને જાફરખાન પણ કહે છે. એ જ- ન્મે બ્રાહ્મણ હતો. એણે પોતાની રાજધાની ધાકામાં- થી કહાડી મુર્શીદાબાદમાં કરી હતી. એના વખતમાં બં- ગાળામાં ઇંગ્રેજોનું મથક કલકતા, ફ્રેંચોનું ચંદ્રનગર અને વલંદાનું ચિન્સુરામાં હતું અને એ પ્રત્યેકની કોઠીઓ કાસીમ- બજાર, ધાકા, પટણા અને માલ્દાવિગેરેમાં હતી.

પ્ર. મુર્શિદકુલ્લીખાને કેટલાં વરસ અમલ કર્યો ?

ઉ. એણે ૨૧ વરસ અમલ કર્યો. એના મરણપછી એની ગાદીએ એનો પૌત્ર બેઠો. એ એનો જમાઈ પણ થાય. એનું

રાજ ૧૭૪૦ માં અલિવર્દિખાને અપ હરણ કરી વંશપરંપરાને હક તોડયો. એના વખતમાં કલકતાના લોકોને કલકતાની આસ પાસ મરેઠી ખાડી ખોદાવાને ૧૭૪૨ માં રજા મળી હતી.

પ્ર. કલકત્તાના કાળા ગૃહમાં શી બિના બની?

ઉ. બંગાળાના નવાબ અલિવર્દીખાન પછી તેનો ૧૮ વરસનો પૌત્ર શિરાજઉદવલ્લા ગાદીએ બેઠો. તેના કુટંબનો એક માણુસ તેના કોપથી નાશીને કલકત્તે ઈંગ્રેજને શરણે આવ્યો. તેથી સિરાજઉદવલ્લાએ તેની પાછળ પડી કલકત્તા ને ઘેર્યું. એટલે કલકત્તાના ઈંગ્રેજો વહાણમાં બેસી નાશી ગયા. અને તેમાંના ૧૪૬ માણસો પકડાઈ ગયાં. તેમને સિરાજઉદવલ્લાએ એક અંધારી ને સાંકડી ઓરડીમાં પૂર્યાં. તેમાં તે બાપડાં ઉનાળાના તાપને લીધે પાણી વિના અકળાઈ રૂંધાઇને મરી ગયાં. માત્ર ૨૩ જીવતાં નીકળ્યાં. સ. ૧૭૫૬

પ્ર. કલકત્તાની વારે કોણ આવ્યું?

ઉ. એ આફતના સમાચાર મદ્રાસ પહોચતાંજ વિલાયતથી પાછા આવેલા કલાઈવ સાહેબ તથા એડમિરલ વાટસન સાહેબ આવ્યા. તેમણે કલકત્તા જીતી સિરાજઉદવલ્લા સાથે સલાહ કરી કંપનીના હક પાછા મેળવ્યા તથા નુકશાનીનો પુષ્કળ બદલો લીધો.

પ્ર. પ્લાસીનું યુદ્ધ ક્યારે ને કોની વચ્ચે થયું?

ઉ. સ. ૧૭૫૭ના જુન માસની ૨૩મી તારીખે સિરાજઉદવલ્લાને કલાઈવ સાહેબ વચ્ચે પ્લાસીનું યુદ્ધ થયું. આ યુદ્ધ થવાનું કારણ એ હતું કે કલાઇવે કરાર તોડી ફ્રેંચોનું ચંદ્રનગર કબજે કર્યું હતું તેથી ફ્રેંચોનો પક્ષ કરી સિરાજઉદવલ્લા ફોજસાથે લડવા આવ્યો હતો. પણ તેમાં તેની હાર થઇ તેથી તે ઉંટ ઉપર બેસી નાસી ગયો.

પ્ર. સિરાજઉદવલ્લાની ગાદી કોને મળી?

ઉ. એની ગાદી એના આગળથી ફુટેલા સરદાર મિરજ

જાફરને કલાઇવ સાહેબે આપી ને તેના બદલામાં તેની પાસેથી બધા મળી ૨,૬૯,૬૭,૫૦૦ રૂપિઆ માગ્યા. પણ એટલા ખજાનામાં ન હોવાથી એમાંની અડધી રકમ લેઈ પતવવું પડ્યું. તે પણ ઘરેનાં ગાંઠાં લીધાં ત્યારે પુરી થઇ. એમાંનો કેટલોક ભાગ કંપનીને મળ્યો ને બાકીનો ફોજને તેમના હક પ્રમાણે વેંચી આપ્યો. સ. ૧૭૫૭.

પ્ર. કલાઇવ સાહેબ જમીદાર શી રીતે થયો ?

ઉ. સ. ૧૭૫૭માં કલકત્તાની આસપાસનાં ચોવીશ પરગણાંની જમીદારી એટલે ખેડુતો પાસેથી ગણોત ઉઘરાવી પાદશાહના પ્રતિનિધિ તરીકે નવાબને ભરવાનો હક મિરજાફરે કંપનીને આપ્યો હતો. તે વેરો મિરજાફરના નામના ધણી દિલ્લીના પાદશાહે કલાઇવને ૧૭૫૯ માં બક્ષીસ કર્યો તેથી એ જથીદાર થયો. પણ એ હકને માટે ઈંગ્લાંડમાં વાંધો ઉઠયો ને ફરી તેને ૧૭૬૫માં દસ વરસના પટાની સનંદ મળી તે દસ વરસ પુરાં થતાં કલાઈવ ૧૭૭૪ માં મરી ગયો એટલે એ પરગણાંની માલકીનો હક સનંદના ઠરાવ પ્રમાણે કંપનીને હાથ ગયો.

પ્ર. બંગાળાનો પેહેલો ગવર્નર કોણ થયો ?

ઉ. સ. ૧૭૫૮ માં ડરેક્ટરોની કોર્ટે કલાઇવને બંગાળાનાં તમાંમ થાણાંનો ૧ લો ગવર્નર નિમ્યો. એમા વખતમાં દિલ્લીનો શાહજાદો જે આગળ શાહઆલમ કહેવાયો તેણે મિરજાફર તાબાના પટણાને ઘેરો ઘાલ્યો હતો તેની મદદે કલાઇવ ગયો એટલે મોગલ સેન્યા વગર લડવે વેરાઇ ગઇ-વળી તેણે કર્નલફોર્ડની સરદારી નિચે દક્ષિણમાં લસ્કર મોકલ્યું હતું તેણે ફ્રેંચ પાસેથી મછલીપટણ પાછું લીધું ને ઉત્તરસરકાર તથા હૈદ્રાબાદમાં ઈંગ્રેજી સત્તા સ્થાપી. કલાઇવે પોતે વલંદા ઉપર ચડાઇ કરી તેમને ભૂમી ને જળ બેઉ ઠેકાણે હરાવ્યા પરંતુ ચિન્સુરા પોતાની ઇચ્છાથી તેમની પાસે રહેવા દીધું.

પ્ર. ગેર વહીવટ કેટલાં વરસ ચાલ્યો ને તેમાં શી બિનાબની?

ઉ. ગેર વહીવટ સ. ૧૭૬૦ થી ૧૭૬૪ લગી ચાર વરસ ચાલ્યો. એ વખતે કલાઇવ ઇંગ્લાંડ ગયો હતો અને ઇંગ્રેજો દેશીઓ પાસેથી પુષ્કળ ધન પડાવા લાગ્યા હતા. તેમણે મુર્શિદાબાદની ગાદીએથી મિરજાફરને કહાડી તેના ધનવાન જમાઇ મિરકાસીમને બેસાડયો ને તેની પાસેથી ખાનગી બક્ષિસો ઉપરાંત બર્દવાન, મીદનાપુર, અને ચિત્તાગાંગ પરગણાં લીધાં. એ પરગણાંની ઉપજ ૫૦ લાખની હતી. ૧૭૬૧.

પ્ર. મિરકાસીમે બલવો કેમ કર્યો ?

ઉ. મિરકાસીમનો મનસૂબો ઈંગ્રેજોથી સ્વતંત્ર થવાનો હતો તે કારણથી તેણે રાજગાદી મુર્શિદાબાદમાંથી કહાડી મોંગીરમાં કરીને કવાયતી લશ્કર ઉભું કર્યું એ દર્મિઆન જગાત બાબત તકરાર ઉઠી. કંપનીના માલની હાંસલની માફી હતી પરંતુ તેનો ઉપયોગ ઈંગ્રેજો કંપનીને નામે ખાંનગી માલને માટે પણ કરતા તેની ફરિઆદ નવાબે કોંસીલમાં કરી તેનો નીકાલ કરવાનું ગવર્નર વાન્સિતાર્ત અને છેલ્લા મેમ્બર હેસ્તિંગના મનમાં આવ્યું પણ ઘણે મતે તે નામંજુર થયું. તેથી તેણે બલવો કર્યો. તેમાં ૨૦૦ ઈંગ્રેજો ને ૨૦૦૦ દેશી સિપાઇઓ માર્યા ગયા. ૧૭૬૩.

પ્ર. બંગાળા ફરીને જીતતાં ઈંગ્રેજોને કોની કોની સાથે લડવું પડયું ?

ઉ. ઘેરીઆ તથા ઉધાના નાળા આગળ મીરકાસીમ સાથે અને પટણા તથા બકસર આગળ મીરકાસીમ, અયોધ્યાનો નવાબ સુજાઉદવલ્લા અને દિલ્લીના પાદશાહ શાહઆલમ સાથે લડવું પડયું. તેમાં પેહેલી બે લડાઈઓમાં મેજર આદમ્સે અને છેલ્લી બે માં મેજર મનરોસાહેબે જય મેળવ્યો હતો. આથી અયોધ્યાનું રાજ ઈંગ્રેજને તાબે થયું ને દિલ્લીનો પાદશાહ શરણે આવી રહ્યો. સ. ૧૭૬૪. આવેળા ઈંગ્રે-

જના દેશી શીપાઈઓએ બંડ કર્યું હતું માટે તેમાંના ચોવીસ આગેવાનો ને મુગલાઇ જૂની રીત પ્રમાણે મનરો-સાહેબે તોપે બાંધી ઉડાડી મેલ્યા હતા.

પ્ર. કલાઇવે પોતાની બીજી વારની હકુમતમાં શું શું કર્યું?

ઉ. સ. ૧૭૬૫ માં કલાઈવ બીજીવાર ગવર્નર થઈ કલકત્તે આવ્યો અને પ્રથમ પાદશાહની સનંદથી હિંદની ભૂમીનું ધણીપણું પ્રાપ્ત કર્યું ને પછી ઇંગ્રેજ અધિકારીઓના યોગ્ય પગાર બાંધી આપી લાંચ રૂશવતથી તેમને મોકળા કર્યા.

પ્ર. ઇંગ્રેજને બંગાળાની દીવાની શી રીતે મળી?

ઉ. કલાઇવે લડાઇના ખરચને પેટે ૫૦ લાખ રૂપીઆ લેઇ અયોધ્યાનું રાજ ત્યાંના નવાબને પાછું સોંપ્યું અને અલ્હાબાદ તથા કોરા શાહઆલમને આપ્યા. શાહઆલમે પોતાની તરફથી કંપનીને બંગાળા, બહાર અને ઓરિસ્સાની દીવાની એટલે વસુલાત ખાતાનો કારભાર સોંપ્યો અને ઉત્તર સરકાર પ્રાંતની જમાબંધીનો અધિકાર આપ્યો. આ પ્રકારે દ્વિરાજસત્તા પદ્ધતિ ચાલી ને બંગાળાના નવાબને હાથ માત્ર ફોજદારી અધિકાર રહ્યો સ. ૧૭૬૫. હિંદની બોલીમાં કંપનીને દીવાન અને નવાબને નિજામ કહેછે.

પ્ર. નોકરો સંબંધી કલાઇવે નવી વ્યવસ્થા શી કરી?

ઉ. તેઓના ટુંકા પગારને લીધે તેમને ખાનગી વેપાર કરવાની તથા દેશી રાજાઓ પાસેથી બક્ષીસ લેવાની છૂટ હતી તેથી જૂલમ તથા અનીતિ થતાં તે અટકાવવા તેઓનો પગાર મીઠાના ઈજારામાંથી વધારી આપ્યો. આ વાત મુલકી અધિકારીઓને પસંદ ન આવ્યાથી તેઓ સામા થયા ને બસેં અમલદારોએ બલવો કર્યો. સ. ૧૭૬૬.

પ્ર. દ્વિસત્તા પદ્ધતિનો વહીવટ કયાંથી કયાં લગણ ચાલ્યો?

ઉ. સ. ૧૭૬૫ માં કલાઇવની સ્થાપેલી દ્વિસત્તા પદ્ધતિનો વહીવટ સ. ૧૭૬૭ માં કલાઇવ વિલાયત ગયો ત્યાંથી તે

સ. ૧૭૭૨ માં વારનહેસ્તિંગ્સ ગવર્નર નિમાયો ત્યાં લગણુ ચાલ્યો. એ પાંચ વરસમાં સ. ૧૭૭૦ ના ત્રાસદાયક દુકાળ સિવાય બીજી કાંઈ જાણ્યુ વાજેવી બિના બની નથી. આ પદ્ધતિથી કામ બરોબર ચાલ્યું નહી તેથી ૧૭૭૨ માં ડિરેકટર કોર્ટે હેસ્તિંગ્સને ગવર્નર નિમ્યો.

પ્ર. હેસ્તિંગ્સ ગવર્નર નિમાયો ત્યારે ડિરેકટર કોર્ટે તેને કેવો ઠરાવ આપ્યો હતો?

ઉ. ડિરેકટર કોર્ટે એવો ઠરાવ આપ્યો હતો કે "તમારે પંડે દીવાન તરીકે આગળ પડવું અને વસુલાત ખાતાની કુલ સંભાળને વહીવટ હાથમાં લેઈ પોતાના નોકરોથી કામ ચલાવવું." આ યોજના અમલમાં આણવા હેસ્તિંગ્સે ત્રીજોરી મુર્શિદબાદમાંથી કલકત્તામાં આણીને વસુલાતનું કામ કરવા કલેકટરના ઈલકાબથી યુરોપી અમલદારો નિમ્યા.

પ્ર. વારનહેસ્તિંગ્સે કેટલાં વરસ અમલ કર્યો?

ઉ. એણે સ. ૧૭૭૨થી ૧૭૮૫ લગી તેર વરસ અમલ કર્યો. એ દર્મિઆંન અણે ઘણાંજ મહત્વનાં કાર્ય કર્યાં. ઇંગ્રેજી રાજનો પાયો નાખનાર જેમ કલાઇવ હતો તેમ રાજનો કારભાર રચનાર હેસ્તિંગ્સ હતો તેણે નોકરોની ગોઠવણુ ફરીને કરી, વસુલાત ખાતામાં સુધારો કર્યો ને ઇન્સાફની કોર્ટો સ્થાપી તથા પોલીશની યોજના કરી. એ સ. ૧૭૭૪ લગી કલકત્તાનો ગવરનર રહ્યો અને તે પછી સ. ૧૭૭૩ માં મંજૂર થયેલા "રેગ્યુલેટિંગ આકટ" ને આધારે તે હિંદનો પેહેલો ગવર્નર જનરલ તથા કૌંસિલનો પ્રેસિડંટ થયો.

પ્ર. દેશીરાજ્યો સાથે હેસ્તિંગ્સની રાજ રીતિ કેવી હતી?

ઉ. દેશી રાજ્યો સાથે હેસ્તિંગ્સની રાજ રીતિ ધડા વગરની હતી. તેથી કરી તેનાં કેટલાંક કૃત્યોપર પાર્લેમેંટમાં સખ્ત હુમલા થયા. પરંતુ એ રીતે વર્તવાની તેને જરૂર હતી. કારણુ કે ડરેકટર કોર્ટ તરફથી વારંવાર ધનની

માગણી થતી હતી તે મેળવવા તેને કેટલાક અન્યાય કરવા પડયા હતા. વળી દેશી રાજ્યોનો તેણે નાશ ન કર્યો હોત તો તે તેનો નાશ કરત.

પ્ર. બંગાળાની ઉપજમાંથી ખરચ પુરેપાડવાનો હેસ્તિંગ્સે શો ઉપાય કર્યો?

ઉ. તેણે બંગાળાના નવાબને અપાતા પેનસલમાંથી અર્ધો ભાગ ઓછો કર્યો તેથી શોળ લાખ રૂપીઆ બચ્યા. એ કરવું વાજબી હતું કારણે એ વખતે નવાબ હતો તે માત્ર નામનોજ હતો. એ બાળક હતો અને તે નામની પણ સેવા બજાવતો નહીં હતો. વળી એ પ્રમાણે વખતે વખત પેન્સલ ઓછું કરવામાં આગળથી ચાલ્યું આવતું હતું. પહેલાને ૬૦ લાખ મળતા ને તેના પછીના ને ૪૫ લાખ મળતા અને તે પછીના ને ૩૫ લાખ થયા હતા.

પ્ર. હેસ્તિંગ્સે નાણાં મેળવવાનો બીજો શો ઉપાય કર્યો?

ઉ. તેણે કોરા અને અલ્હાબાદ અયોધ્યાના નવાબને વેચ્યા તથા દિલ્લીના પાદશાહને અપાતી ૩૦ લાખ રૂપીઆની ખંડણી બંધ કરી. કારણ કે પાદશાહ આ વખત મરેઠાને કબજે હતો. ૧૭૭૩.

પ્ર. રોહીલા જોડે શાથી વિગ્રહ થયો ?

ઉ. એ લોકો ખેડુતો ઉપર ધણી પણું બજાવી તેઓના ઉપર ક્રુરપણે જુલમ કરતા હતા. તેથી હેસ્તિંગ્સે અયોધ્યાના નવાબની સહાયતા કરી તેઓને કચરી માર્યા. (૧૭૭૩-૭૪.) એ કરવાનું કારણ એ હતું કે કોરા ને અલહાબાદ નવાબને ૫૦ લાખ રૂપીએ વેચાતા આપ્યા તે વખતે એમ કરવા કબુલત લખી આપી હતી.

પ્ર. હેસ્તિંગ્સે નાણાં મેળવવા કોને કોને લૂટયાં ?

ઉ. નાણાં મેળવવા કાશીના રાજા ચૈતસિંગ તથા અયોધ્યાની બેગમોને હેસ્તિંગ્સે લુટયાં. ચૈતસિંગ પાસે ફોજ-

ની મદદમાં પાંચલાખ રૂપીઆ માગ્યા તે તેણે ન આપ્યા તેથી ઇંગ્રેજના દુશ્મન સાથે તેણે પત્ર વ્યવહાર કર્યો એવું તહોમત મૂકી હેતસ્તિંગ્સે તેને કાશીમાં ઘેર્યો. તેથી તેણે નાશી જઈ બંડ કર્યું. એટલે તેને પકડી હેસ્તિંગ્સે પદભ્રષ્ટ કર્યો ને તેની ગાદીએ તેના ભત્રિજાને વધારે ખંડણી આપવાની સરતે બેસાડ્યો. અને તેજ પ્રમાણે અયોધ્યાના માજી નવાબની બેગમોને માથે તહોમત મૂક્યાં કે એમણે ચૈતસિંગને મદદ કરી માટે ભારે દંડ આપે. તે ન આપવાની તેમણે હઠ લીધી તેથી તેના ઉપર અને તેના ઘરના ખોજા ઉપર નિર્દયપણે જુલમ કરી એક કરોડ રૂપીઆથી વધારે રકમ પડાવી.

પ્ર. ઈંગ્લાંડમાં હેસ્તિંગ્સ ઉપર શામાટે મુકદ્દમો ચાલ્યો?

ઉ. એણે ઉપર પ્રમાણે હિંદમાં અન્યાયપણે જુલમ કર્યો તે માટે એના ઉપર ઇંગ્લાંડમાં સાતવર્ષ કામ ચાલ્યું. તેના ખરચમાં એ પાયમાલ થઈ ગયો ત્યારે બચ્યો ને નિર્વાહનો આધાર છેલ્લી આખર ડરેક્ટરોના દાતારપણા ઉપર તેનો રહ્યો. તેણે તેને પાળ્યો. ૧૭૮૮થી ૧૭૯૫.

પ્ર. હેસ્તિંગ્સે એવાં નબળાં કૃત્ય કરવાનું શું બહાનું બતાવ્યું ?

ઉ. એણે નબળાં કૃત્યને માટે એ બાનું બતાવ્યું કે દેસી રાજાઓએ કરેલા કરાર તોડ્યા તેથી તેમની સાથે મારે એ પ્રમાણે વર્તવું પડ્યું. પરંતુ એ બહાનું કેવળ નબળું હતું જે મહા પુરૂષ અતિતિવ્ર બુદ્ધિવાળો ને દૃઢતાથી કારભાર ચલાવનારો તેને માટે એ કારણ સબળ ગણાય નહીં.

પ્ર. પેહેલો મરાઠી વિગ્રહ શાથી ઉત્પન્ન થયો ?

ઉ. મદ્રાસ અને બંગાળા સરકારની પેઠે મૂલક મેળવવા મુબાઇ સરકારને મન થયું તેથી તેણે પુનાની ગાદીના ઉમેદવાર રઘુનાથરાવ સાથે ૧૭૭૫માં સુરત મુકામે કરાર

કર્યો કે ઈંગ્રેજો તેને પુનાની ગાદીએ બેસાડે તો તેના બદલામાં સાલ્સેટ ને વસાઈ તે ઈંગ્રેજને આપે. એ માટે પહેલો મરાઠી વિગ્રહ ઉત્પન્ન થયો. એ ઠરાવ હેસ્તિંગ્સે પહેલાં ના પસંદ કર્યો હતો તથાપી લડાઇ જોશથી ચાલી એટલે તેણે બંગાળાના તમામ લશ્કરની મદદ મોકલી. તેમાંના ગાદર્દ સાહેબે ગુજરાત અને પોપ્હામે ગ્વાલ્લીયર ગઢ લીધો. એ ગઢ આગળ હિંદની કુંચી ગણાતો હતો. મુંબાઇનું લશ્કર હાર્યું ને વારગામમાં ૧૭૭૯માં નામોશી ભરેલા કરાર કર્યા. પરંતું વિગ્રહ ૧૭૮૧ લગી ચાલ્યો ને ૧૭૮૨માં સાલ્બાઈ ગામમાં ફરી સંધી થઈ તેમાં રઘુનાથરાવને પેન્સન આપ્યું ને ગુજરાત મરેઠાને પાછી આપી તથા સાલ્સેટ, ધારાપુરી અને બીજા બે બેટ ઈંગ્રેજે રાખ્યા. ૧૭૭૮થી ૧૭૮૧.

પ્ર. મ્હૈસૂર જોડે વિગ્રહ કેમ થયો ?

ઉ. મદ્રાસ સરકારની બે ફિકરાઈને લીધે મ્હૈસૂરના હૈદરઅલી અને નિજામ જોડે દુશ્મનાઇ થઈ. તેથી એ બે જણે સંપ કરી પોતાની સાથે મરેઠાને મેળવી ઇંગ્રેજીરાજ ઉપર તુટી પડવા વિચાર કર્યો હતો. પરંતું હેસ્તિંગ્સે પોતાની ચતુરાઈએ કરીને નિજામ અને નાગપુરના મરેઠાઓને એમાંથી છુટા પાડયા. તો પણ હૈદરે કર્ણાટકમાંના ઈંગ્રેજી મુલક ઉપર તુટી પડી કર્નલ બેલીના લશ્કરની કતલ કરી અને મુલક ઉજડ કરતો મદ્રાસ જઈ પહોચ્યો. હેસ્તિંગ્સે મદ્રાસ છોડવવાને સરઆયરકૂટને ફોજ અને ધન આપી સમુદ્ર વાટે મોકલ્યો. તેના સામા હૈદર અને તેના દીકરા ટિપૂએ લડાઇ જોસમાં ચલાવી. પણ આ વખતમાં વૃદ્ધકૂટ સાહેબમાં દમ રહ્યો નહેતો તેથી ૧૭૮૨માં હૈદર મરીગઓ એટલે એક એકનો જીતેલો મુલક પાછો આપી ટિપુજોડે સલાહ કરી. ૧૭૮૦થી ૧૭૮૪.

પ્ર. હેસ્તિંગ્સ પછી ગવર્નર જનરલ કોણ થયું ?

ઉ. હેસ્તિંગ્સ વિલાયત્ત ગયા પછી ૧૭૮૫ના ફેબ્રુવારીથી ૧૭૮૬ના સપ્ટેંબર સુધી કંપનીના સિવિલ સર્વંટ સરજાન માકફર્સને કામ ચલાવ્યું ને પછી લોર્ડકાર્નવાલિસ ગવર્નર જનરલ થયા. એ અધિકાર એમણે બેવાર ચલાવ્યો. તેમાં પેહેલીવારના અમલમાં બંગાળાની સ્થાઇ જમાબંદી અને મ્હૈસૂર જોડે વિગ્રહ એ બે બિના પ્રખ્યાતછે. હિંદમાં મુલકી કારભારનો પાયો હેસ્તિંગ્સે નાખ્યો ને તેના ઉપર કાર્નવાલીસે ઇમારત ચણી.

પ્ર. કોર્નવાલિસે બીજાં શાંશાં કામ કર્યા ?

ઉ. એણે કલકત્તામાં ફોજદારી અખ્તિયારવાળી સુપરિમ કોર્ટ સ્થાપી, કલેકટરને જડજનાં કામ જુદાં પાડ્યાં અને યુરોપીઅનોને ફોજદારી કામ સોંપ્યું. આ પદ્ધતિ પેહેલ વેહેલી બંગાળામાં એણેજ દાખલ કરી અને તે પ્રમાણે પછી મદ્રાસને મુબાઈ ઇલાકામાં ચાલુ થઇ. ૧૭૮૬થી ૧૭૯૩.

પ્ર. બંગાળાની વસુલાતની જમાબંદીની હકીકત કહો.

ઉ. બંગાળામાં ખેડુતની પેદાશમાંથી કેટલોભાગ લેવો તેને માટે કંઇ નક્કી નિયમ નહેતો તેથી વરસો વરસ એક સરખી રકમ વસૂલ થતી નહીં. પાંચ વરસની જમાબંદીપરથી અનુભવ મેળવવા હેસ્તિંગ્સે કોશીસ કરી હતી કે તે ઉપરથી આગળને માટે દરનું ધોરણ નીકળે. એથી ઉલટું હેસ્તિંગના પ્રતિપક્ષી ફ્રાન્સિસના મતમાં હતું. તેનો મત હમેસને માટે જમાબંદી ઠરાવવાનો હતો. તેનું કારણ એક સરકારની ઉપજ સ્થિર પાયાપર રહે અને બીજું જમીદારો માલીક જેવા બને. ઈંગ્લાંડના અધિકારીઓનો મત પણ એજ હતો.

પ્ર. કાર્નવાલિસે સ્થાઇ જમાબંદી કેવી રીતની ઠરાવી ?

ઉ. તેણે અકબરની પેઠે ખેતરો મપાવ્યાં કે પાકનો હીસાબ કહડાવ્યો નહીં. પણ પાછલી સાલોનાં ભરણાં ઉપર-

થી વરસો વરસ આપવાની રકમ પ્રથમ દશ વરસને માટે ૧૭૯૧માં ઠરાવી. તે રકમ પછી ૧૭૯૩માં હમેશને માટે મુકરર થઈ.

પ્ર. મ્હેસૂરનો બિજો વિગ્રહ શા માટે વધારે પ્રસિદ્ધછે ?

ઉ. એ વિગ્રહ એટલા માટે વધારે પ્રસિદ્ધછે કે ટિપૂસુલતાનને જીતવામાટે કાર્નવાલીસ પોતે ઔરંગઝેબની પેઠે મોગ્ના ઠાઠથી સેન્યાપતિ બની તેના ઉપર ચડયો ને તેને તેની રાજધાનીમાં ઘેર્યો. એટલે તેણે તાબે થઈ પોતાનો અર્ધો મુલક તથા ત્રણ કરોડ રૂપીઆ રોકડા આપવાનો કરાર કર્યો.(૧૭૯૦-૯૨.) એ મુલક ઇંગ્રેજ અને તેને મદદ કરનાર મરેઠા તથા નિજામ એ ત્રણે ઠરાવ પ્રમાણે વેંચી લીધો.

પ્ર. કાર્નવાલીસ પછી ગવર્નર જનરલના અધિકાર ઉપર કોણ આવ્યું ?

ઉ. કાર્નવાલીસ પછી કંપનીના સિવિલ સર્વંટ સરજાનસોરે ૧૭૯૩થી ૧૭૯૮ સુધી ગવર્નર જનરલનો અધિકાર ચલાવ્યો. એના વખતમાં કંઈ જાણવા જેવા બનાવ બન્યા નથી. પણ એના પછી લાર્ડમારનિંગ્ટન પિટ્ટના મિત્ર ગવર્નર જનરલ થઇને આવ્યા એમના વખતમાં કેટલાક રાજકીય બનાવ બન્યાછે. એ ગવર્નરને માર્ક્વિસઓવવેલ્લેસ્લેયનો ઈલકાબ મળ્યો હતો. એના સમયથી ઇંગ્રેજી સત્તા ખિલવા માંડી હતી તે સ. ૧૮૭૭ના જાનેવારી મહીનાની ૧લી તારીખે માહારાણી વિક્ટોરિઆએ એમ્પ્રેસઓફ ઈંડિઆ (કૈસરેહિંદ) નો ઈલકાબ ધારણ કર્યો ત્યારે પરિપૂર્ણ થઇ.

પ્ર. હિંદમાં ફ્રેંચસત્તા કયાં કયાં રાજ્યોમાં હતી ?

ઉ. ફ્રેંચસત્તા વિશેષે નિજામના રાજમાં હતી અને મરેઠી રાજ મંડળના સેન્યાપતિ સિંધિઆની ફોજમાં પણ આવી ચડેલા ફ્રેંચ નાયકો લડાઇની કવાયત વિગરે શીખવતા હતા. વળિ ટિપૂસુલતાન ખટપટના ગુપ્તપત્ર વ્યવહાર

તેઓની સાથે કરતો હતો. એ ટીપુસુલતાને પોતાના રાજ-માં પ્રજા સત્તાક રાજ મતની એક મંડળી સ્થાપી તેનો સભાસદ પોતે થયો હતો. એ ઉપરાંત ફ્રેંચરાજા નપોલીયન બોનાપાર્ટ મિશરમાં હતો તેના મનમાં સિકંદરની પેઠે દિ-ગવિજય કરવાના વિચાર ઉઠતા હતા. ૧૭૯૮-૧૮૦૦.

પ્ર. લોર્ડવેલ્લેસ્લેયની પૂર્વે હિંદની હાલત કેવી હતી?

ઉ. એ વખતહિંદની હાલત બહુ વિચિત્ર હતી. વખત એવો હતો કે ઈંગ્રેજો સર્વોપરી થવું કે હારીને નાશી જવું. મુ-ગલાઈ રાજ તુટી ગયું હતું. તેથી મુખ્ય સત્તા મુસલમાન સૂબાઓને હાથ જાય કે હિંદુરાજાઓને હાથ થાય અથવા ઈંગ્રેજના હાથમાં જાય એ નિશ્ચય નહોતું. પરંતુ વેલ્લેસ્લે-યએ નક્કી કર્યું હતું કે મુખ્ય સર્વોપરિ સત્તા ઈંગ્રેજે લે-વી. ૧૭૯૮.

પ્ર. લોર્ડવેલ્સલેયની રાજનિતિ કેવા પ્રકારની હતી?

ઉ. એની રાજનીતિ એવા પ્રકારની હતી કે હિંદમાં સ-ર્વોપરિ સત્તા ઈંગ્રેજોની જામે. તેણે અયોધ્યામાં પોતાની સ-ત્તા સ્થાપન કરી ત્યાંના નવાબની ઇચ્છાથી ૧૮૦૧માં લખ નોર મુકામે કરાર કરી લશ્કરી મદદનાં રોકડાં નાણાંને બદ-લે ગંગાજમના વચ્ચેનો દેશ તથા રોહીલખંડ લેવાનો ઠરા-વ કર્યો. તથા દક્ષિણમાં નિજામનું રક્ષણ કરી પોતાની આજ્ઞા પ્રમાણે વર્તતો કર્યો અને મરેઠા જોડે મિત્રાચારીથી વર્તવાનું ઠરાવ્યું. પરંતુ ટિપુસુલતાન એકે રીતે માન્યાં કહે એવો નહોતો માટે તેને છુંદી મારવાનો નિશ્ચે કર્યો અને તે કરવાને તેણે ઈંગ્રેજોને મસ ખીજવી કારણ ઉત્પન્ન કર્યું.

પ્ર. નિજામ જોડે કરાર કર્યો તેમાં મુખ્ય કબુલત શી હતી?

ઉ. તેમાં નિજામની મુખ્ય કબુલત એ હતી કે ઈંગ્રેજ સરકારની મંજુરી સિવાય કોઇ યુરોપીઅનને મારે નોક-રીમાં રાખવો નહીં. ૧૭૯૮. આ સરત પછી દરેક દેશી

રાજાના તહનામામાં દાખલ કરી.

પ્ર. મ્હેસૂર જોડે ત્રીજો વિગ્રહ શાથી થયો ?

ઉ. ટિપૂ ફ્રેંચોજોડે ખટપટ કરતો હતો તે મુકીદેવા અને નવા તહનામામાં ઠરાવ્યા પ્રમાણે ઇંગ્રેજી ફોજને તેના રાજ્યમાં રાખવાને કહાવ્યું. તેમ કરવાની તેણે ના કહી તેથી મ્હેસુરજોડે ત્રીજો વિગ્રહ ઉઠયો. લાર્ડવેલ્લેસ્લેયએ તેના ઉપર મોટા ઠાઠથી ચડાઇ કરી તેમાં ટિપૂ મરાયો અને તેના રાજનો કેટલોક ભાગ મુળમાલીક હિંદુરાજાના બાળને આપી બાકીનો મૂલક પોતાને મદદ કરનાર નિઝામ, મરેઠા અને પોતે મળી વેંચી લીધો. ૧૭૯૯.

પ્ર. ટિપુના પુત્રોની શી વલે થઇ ?

ઉ. લાર્ડવેલ્સલેયએ ટિપુના પૂત્રો ઉપર પિતા સમાન માયા બતાવી તેઓને દરમાયા બાંધીઆપી પ્રથમ વેલોરમાં અને પછી કલકત્તામાં રાખ્યા. તેમાંનો છેલ્લો ગુલામ મહમદ-૧૮૭૭ લગી જીવતો હતો. એ ઇંગ્રેજના સુલેહના અમલદારનું કામ ઘણી મેહેનતથી કરતો હતો.

પ્ર. સન ૧૮૦૦માં મરેઠી રાજ કયાં કયાં હતાં ?

ઉ. એ વખતે પેશ્વા, ગાયકવાડ, સિંધિઆ, હોલકર અને ભોંસલા એ પાંચ મરેઠી રાજ હતાં. તેમાંના હોલકરથી હારી પેશ્વા બ્રિટિશ રાજમાં ગયો ને વસાઇમાં તહનામુ કર્યું. તે તહનામાનીરૂએ પોતાના રાજમાં રક્ષણને સારૂ ઇંગ્રેજ ફોજ રહે તેના ખરચને પેટે મુલક આપ્યો તથા કરાર લખી આપ્યો કે મારે કોઈ યુરોપી કે દેશીરાજ જોડે વહેવાર રાખવો નહીં. ૧૮૦૨. આ વાત ભોંસલાએ અને સિંધિઆએ કબુલ રાખી નહીં તેથી બીજો મરાઠી વિગ્રહ ઉત્પન્ન થયો.

પ્ર. બીજો મરેઠી વિગ્રહ કયાંથી કયાં લગણુ ચાલ્યો ?

ઉ. બીજો મરેઠી વિગ્રહ ૧૮૦૨ થી ૧૮૦૪ લગી ચાલ્યો

તેમાં દક્ષિણ હિંદમાં સરઆર્થર વેલ્લેસ્લેય આસ્સાયે અને આર્ગામના સંગ્રામમાં જય મેળવી અહમદયનગર જીત્યું. તથા ઉત્તરમાં જનરલલેકે અલીગઢ અને લાસવારીના વ્યુહ પૂર્વક થયેલાં યુદ્ધમાં ફતે મેળવી દિલ્લી અને આગ્રા લીધાં તથા સિંધીઆની ફ્રેંચ ફોજને વિખેરી નાખી.

પ્ર. સિંધિઆ અને ભોંસલાસાથે સલાહ ક્યારે થઇ?

ઉ. સ. ૧૮૦૩ ની સાલ પૂરી થતાં પેહેલાં એ લોકોએ સલાહનાં કેહેણ મોકલ્યાં અને સિંધિઆએ જમનાંની ઉત્તરનો પોતાનો તમાંમ મુલક આપી સલાહ કરી તેમજ ભોંસલાએ ઓરિસ્સાપ્રાંત ઈંગ્રેજને તથા વરાડપ્રાંત નિજામને આપી સલાહ કરી. હવે માત્ર જસવંતરાવ હોલકર એકલોજ રણમાં રહ્યો હતો.

પ્ર. ઇંગ્રેજી સૈન્ય મરેઠા સાથે કયે કયે ઠેકાણે હાર્યું?

ઉ. સ. ૧૮૦૪ માં કર્નલ મોન્સનવાળું સૈન્ય મધ્ય હિંદમાં અને જનરલ લેકવાળું સૈન્ય ૧૮૦૫ માં ભરતપૂરના ઘેરામાં હાર્યું. આ બંને ઠેકાણે જય પામનાર હોલકર હતો.

પ્ર. લોર્ડવેલ્લેસ્લેયના પછી હિદની હાલત કેવી થઈ હતી?

ઉ. એના ૭ વરસના અમલમાં વાવ્યપ્રાંતો અને દિલ્હીનો પાદસાહ કબજે આવ્યો હતો તથા અયોધ્યાના નવાબ વજીર પાસેથી મળેલા અને જીતેલા મુલકના ઈંગ્રેજીપ્રાંતો બન્યા હતા તેમજ એની પોતાની જીતથી મદ્રાસ ઈલ્લાકો થયો હતો તથા પેશ્વા કંપની સરકારના તાબામાં આવ્યો હતો.

---

## પ્રકરણ ૧૪ મું.

પ્ર. લાર્ડવેલ્લેસ્લેય પછી કોણ ગવર્નર થયું ?

ઉ. એના પછી લાર્ડ કાર્નવાલિસ બીજીવાર ૧૮૦૫ માં

ગવર્નર જનરલ થઈ હિંદમાં આવ્યો. એ વખતે હોલકર જીતાયો નહોતો ને સિંધિઆ ફરી વિગ્રહ કરવાની ધાસ્તિ આપતો હતો પરંતુ તેને આવ્યાને દસ અઠવાડીઆં પુરાં ન થયાં એટલામાં તો તે વૃદ્ધપણાને લીધે ધાજીપૂરમાં મરણ પામ્યો. એને મોકલતી વખતે ડરેકટની કોર્ટે ફરમાવ્યું હતું કે તમારે દેશીરાજાઓ જોડે હર કોઈ પ્રકારે સલાહ કરવી.

પ્ર. કાર્નવાલિસની જગાએ કોણ ગવર્નરજનરલ નિમાયું ?

ઉ. કાર્નવાલિસની જગાએ સરજ્યાર્જબાર્લો નિમાયો. એ અવેજી હતો તેથી એને એના ઉપરીઓના દ્રવ્ય મેળવવાના તથા સલાહ કરવાના હુકમ પ્રમાણે અમલ કરતાં બ્રિટિશ રાજનું ક્ષેત્ર ફળ કમી કરવું પડયું. રજપૂતો જોડે કરેલા કરાર તોડવા પડયા અને તેથી હોલકર તથા સિંધીઆની દયાને આધીન થવું પડયું. વળી એના વખતમાં સ. ૧૮૦૬ માં વેલોરમાં દેશી સિપાઈઓએ બળવો કર્યો હતો પરંતુ તે ઝટપટ બેસાડી દેવામાં આવ્યો હતો.

પ્ર. બાર્લો પછી થયેલા લાર્ડમિંટોએ શું શું કામ કર્યું ?

ઉ. એણે પોતાના સ. ૧૮૦૭ થી સ. ૧૮૧૩ સુધીના અમલમાં વેલ્લેસ્લેયના જીતેલા રાજને સુદૃઢકર્યું, મારીશિયસ બેટનો કબજો કરી જાવાબેટ ઉપર પંડે સ્વારી કરી તે જીતી લીધો તથા મધ્ય હિંદમા ઉઠતી વડવાડ યુદ્ધ કર્યા વિના બેસાડી દીધી અને દેશી રાજ્યોમાં હાથ ન ઘાલવાનો કંપનીનો હુકમ નિર્વિઘ્નપણે અમલમાં આણ્યો તથા પંઝાબ, અફ્ગાનીસ્તાન અને ઇરાનમાં મોટા નામાંકિત વકીલો મોકલી પરરાજ્યો જોડે વહેવાર ચાલુ કર્યો.

પ્ર. મિંટો પછી કોણ ગવર્નરજનરલ થયું ?

ઉ. મિંટો પછી લાર્ડમોઈરા સ. ૧૮૧૪ માં ગવર્નરજનરલ થયો. એને માર્કિવસ આફ હેસ્તિંગ્સનો ઈલકાબ મળ્યો હતો એની ૧૮૨૩ સુધીની કાર્કિદીમાં બે મોટા વિગ્રહ

થયા. એક નેપાળના ગુર્ખા જોડે અને બીજો મરેઠા જોડે.

**પ્ર.** નેપાળ જોડે શાથી વિગ્રહ ઉઠયો?

**ઉ.** નેપાળના ગુર્ખા બોધધર્મી હિંદુ છે. મૂળે એવો રજપૂત હતા, એવું તેઓ કહેછે. એમણે સ. ૧૭૬૭ માં ખટમંડું જીત્યું ત્યારથી માત્ર એમના રાજનો આરંભ થાયછે. એ લોકે સિકિમ અને કમાઉનમાં બુરીગંગાના પ્રદેશમાં ઇંગ્રેજી રૈયતને પીડા કરી. તેથી તેમને બાર્લો અને મિંટોએ સમજાવી વારવાનું પ્રયત્ન કર્યું હતું. પરંતુ તે નિષ્ફળ ગયાથી મોઈરાને લડવાની જરૂર પડી તેમાં ૧૮૧૪ માં કરેલી પહેલી લડાઈમાં ઠીગણા ગુર્ખાની બહાદુરીથી પૂરે પૂરી હાર થઈ ને તેમના કુકરીનામે છરાએ ભયાનક હાની પહોચાડી પણ પછીથી જનરલ ઓકટર્લોનીએ સતલજની વાટે બીજી સ્વારી કરી તેમના એકપછી એક ડુંગરીગઢ છની લીધા બીજે વરસે ૧૮૧૫ માં એજ જનરલે પટણાથી ખટમંડુ સુધી કુચકરી પ્રથમ નેપાળની દરબારે ન મંજુર રાખેલી શરતો કબુલ કરાવી ૧૮૧૬માં તેની જોડે સેગાઉલીના કરારકર્યા. તે આધારે નેનીતાલ,મસુરી અને સિમલા ઈંગ્રેજોના હાથમાં આવ્યાં. એ સેગાઉલીના કરાર પ્રમાણે અદ્યાપી નેપાળ જોડે વહેવાર ચાલેછે.

**પ્ર.** પિંઢારા કોણ હતા ને તેઓ શું કરતા ?

**ઉ.** પિંઢારા એ બે કેદ લૂટારૂ ટોળીઓ હતી. એમાં મરેઠાની પેઠે એક જાતના કે એક ધર્મના લોક ન હોતા પણ પઠાણ, મરેઠા અને જાટ વિગરે અનેક જાતના લોક હતા. જેને નોકરી કે ધંધો રોજગાર ન હોય તે એમાં દાખલ થતા ને લૂટવાનો ધંધો કરતા. મધ્યહિંદમાં એમનાથી ત્રાસ વર્તી રહ્યો હતો. બંગાળામાં પણ એવાં મુસલમાન અને હિંદુ લુટારૂ ટોળાં બંધાયાં હતાં, તેમને વાર્નહેસ્તિંગ્સના આકરા અમલમાં વિખેરી નાખવામાં આવ્યાં હતાં. (૧૮૦૪-૧૭.)

પ્ર. પિંઢારી વિગ્રહ કયારે થયો ને તેના મુખ્ય સરદારો કોણ કોણ હતા તથા તેમનો અંત શી રીતે આવ્યો ?

ઉ. પિંઢારી વિગ્રહ સ. ૧૮૧૭માં થયો. તેના મુખ્ય સરદારો અમીરખાન ચિતુ અને કરીમખાન હતા. એમનું રહેઠાણુ માળવામાં હતું પણ તેઓનાં ધાડાં આખા દેશમાં લૂટ કરતાં હતાં. તેઓની પાસે ઘણી પલટણો અને તોપોની કેટલીક બાટરીઓનું સંયોજન કરેલું લશ્કર હતું. તેમની જોડે મરેઠા સરદારો મળેલા હતા. એમનો નાશ કરવાને સારૂ લાર્ડહેસ્ટિંગ્સ એટલે મોઇરાએ ૧,૨૦,૦૦૦ યોદ્ધાનું મોટામાં મોટું લશ્કર ભેગું કર્યું. અને તેમના ટોળાંને તેમના રહેઠાણુમાં ઘેરી નાશ કર્યો. તેથી ટાંકનુ સંસ્થાન માગી લેઇ અમીરખાને પોતાના લશ્કરને રજા આપી ને કરીમખાન શરણે આવ્યો તથા ચિતુ જંગલમાં નાશી ગયો ત્યાં તેને વાઘે મારી નાખ્યો. આ લડાઈમાં સિંધીઆને ધારતીમાં રાખવાથી તે શાંત રહયો હતો.

પ્ર. પેશ્વા બાજીરાવ સાથે ફરી નવા કરાર કયારે થયા ?

ઉ. બાજીરાવ પેશ્વા વસાઇના કરારથી અકળાઈ ગયો હતો માટે તેની સાથે પૂના મુકામે સ. ૧૮૧૭માં ફરી નવા કરાર કર્યા. એ કરારને આધારે ગાયકવાડ તેના આધીનમાંથી છૂટયો ને ઈંગ્રેજને સહાય કારક ફોજના પગારને પેટે બીજા નવા પ્રાંતો મળ્યા તથા હવે પછી જે વાંધો ઉઠે તેની પંચાત ઇંગ્રેજ કરે એવો ઠરાવ થયો.

પ્ર. છેલ્લો મરાઠી વિગ્રહ કયારે થયો ?

ઉ. છેલ્લો મરાઠી વિગ્રહ સ. ૧૮૧૭ માં થયો. એમાં પુણા, નાગપૂર અને ઈંદોર એ ત્રણ મોટાં મરેઠી રાજ ઇંગ્રેજની સામા ઉઠયાં હતાં. તેમાં પુણાના પેશ્વાને ખડકીના યુદ્ધમાં, નાગપૂરના ભોંસલાને સિતાબાલ્દીના યુદ્ધમાં ને ઈંદોરના હોલકરને માહિદપુરના યુદ્ધમાં ઈંગ્રેજોએ હરાવ્યા હતા.

પ્ર. છેલ્લા મરેઠી વિગ્રહનો પરિણામ શો થયો?

ઉ. એનો પરિણામ એ થયો કે પેશ્વાનો મુલક મુંબાઇ ઇલાકામાં ભેળીદેઇ તેને ૮ લાખનું પેન્સન બાંધીઆપી બિથુરમાં રાખ્યો ને એની ખાલી પડેલી જગા પુરવા શિવાજીના વંશના કોઇ માણસને સતારાની ગાદીએ બેસાડયો અને તેજ પ્રમાણે એક બાળકને હોલકરની અને બીજા બાળકને નાગપૂરની ગાદીએ બેસાડ્યો. એ વ્યવસ્થા કરવામાં સરજાન માલેકમ આગેવાન હતો. સ. ૧૮૧૭–૧૮૧૮.

પ્ર. લાર્ડ આમ્હર્સ્ટના વખતમાં કયા બે મોટાબનાવ બન્યા?

ઉ. લાર્ડ હેસ્તિંગ્સ એટલે લાર્ડમોઇરાની પછી થોડા માસ સવિલસર્વંટ મી. આદમે ગવર્નરજનરલનું કામ ચલાવ્યું ને પછી સ. ૧૮૨૩ માં લાર્ડ આમ્હર્સ્ટ થયા. તેમની પાંચ વરસની કાર્કિર્દીમાં બે મોટા બનાવબન્યા તે એક એક બ્રહ્મી વિગ્રહ અને બીજો ભરપુરની જીત.

પ્ર. પ્રાચીન કાળના બ્રહ્મદેશની વાત કહો?

ઉ. બ્રહ્મદેશ બંગાળી અખાતને પૂર્વકિનારે છે. એમાં વસનારા લોક તિબેટીચીની જાતના છે. એમનો જૂદો ઈતિહાસછે. દંતકથા એવીછે કે એમાં પ્રથમ સુધારો કરો માંડલકાંઠેથી આવી દાખલ થયો. જે લોકોએ સુધારો લેઈ ગયા તેઓના મૂળની નિસાની તેમના તેલંગ નામમાં છે. એ લોક જે બૌધ ધર્મ માનેછે તે પૂરાતનકાળમાં હિંદથી ગએલોછે. ૧૫ મા સૈકામાં યુરોપી મુસાફરો પેગુ અને તિના સેરીમગએલા તેમણે લખ્યુંછે કે ત્યાં દરિઆઇ વેપારસારો ચાલતો પૂર્વમાં પોર્તુગીજની ચડતી હતી તે વખતે મરણીઆ યૂરોપી સટાસીકોનું આશ્રયસ્થાન આરાકાન હતું. આરાકાનીઓએ તેમની મદદથી ચિત્તાગાંગ કબજે કર્યું. ને માઘનામથી ગંગાની શાખામાં ત્રાસ વર્તાવ્યો. હાલ સ્વતંત્ર બ્રહ્મદેશમાં જે વંશનો અમલ છે તે વંશ ૧૭૫૦ ને સુ-

મારે આલોમ્પ્રાએ સ્થાપી રાજધાની આવામાં કરી હતી.

પ્ર. પેહેલો બ્રહ્મીવિગ્રહ શાથી ઉત્પન્ન થયો?

ઊ. આલોમ્પ્રાયની પછી થયેલા રાજાઓએ આખો બ્રહ્મદેશ તાબે કર્યો અને આસામના સ્વતંત્ર રાજ ઉપર ફરી વળી બંગાળાના બ્રિટિશ પરગણામાં આવવા લાગ્યા તેથી સલુકાઇનાં કહેણા મોકલ્યાં તે તેમણે તિરસ્કારની સાથે પાંછાં વાળ્યાં એટલે લાર્ડઆમ્હર્સ્ટે સ. ૧૮૨૪ માં લડાઇનાં જાહેરનામાં કર્યા, વિગ્રહ બે વરસથી વધારે પહોચ્યો તેમાં ઈંગ્રેજનાં ૨૦ હજાર માણસ મંદવાડથી મુઆં ને ૧૪ કરોડ રૂપીઆ ખરચ થયો. આખરે ૧૮૨૬ માં આવાના રાજાએ યાન્દાબુના કરાર ઉપર સહી કરી આસામ, આરાકાન અને તિનાસેરી પ્રાંતો ઈંગ્રેજોને આપ્યા.

પ્ર. ભરતપુર ક્યારે ને શી રીતે લીધું?

ઊ. મોટા જાટસંસ્થાન ભરતપુરમાં ગાદીને માટે વાંધો ઉઠવાથી બ્રિટિશસરકાર વચમાં પડી લાર્ડકામ્બરમીઅરે ૧૮૨૭ ના જાનેવારીમાં એ શહેરનો મૃતિકા કોટ તોડીને તેને જીતી લીધું. તેથી એ ગઢના અજીતપણા વિશે ઇંગ્રેજી રાજમાં ભયકારક વિચાર ચાલતા તે નાશ પામ્યા.

પ્ર. આમ્હર્સ્ટ પછી કોણ ગવર્નરજનરલ થયુ?

ઊ. આમ્હર્સ્ટ પછી લોર્ડવિલ્લીયમ બેંટિંકગવર્નર જનરલ થયા. એ પેહેલાં ૧૮૦૬ માં વેલોરના બંડ વખતે મદ્રાસના ગવર્નર હતા તે હવે સન ૧૮૨૮ માં ગવર્નર જનરલ થયા. હિંદમાં દેશીઓના લાભ તરફ નજર રાખી રાજ વહીવટ કરવાની પેહેલ કહાડનાર એ નર હતા. કલકત્તામાં તેનું પુતળું છે. તે ઉપર મકાલેનીએ આ પ્રમાણે લખ્યું છે. "તેણે ક્રુરવિધિઓ નાબુદ કર્યા; તેણે નામોશી ભરેલા ભેદ કહાડી નાખ્યા; સર્વ લોકના અભિપ્રાય જાહેર કરવાની છૂટ આપી. તેને હવાલે જે પ્રજા સોંપવામાં આવી હતી તેમની

બુદ્ધિ અને નીતિ સુધારી તેમને ઉંચા લક્ષણની કરવી એ તેનું નિરંતર ચિંતન હતું."

પ્ર. બેંટિકે વસુલાત ખાતામાં સુધારો કરી કેટલી રીતે આવક વધારી?

ઉ. બ્રહ્મી વિગ્રહથી ઉપજ ખરચખાતું ડોલવા લાગ્યું હતું તેને બરોબર કરવા તેણે ત્રણ પ્રકારે આવક વધારી સ્થાઈ ખરચમાં વરસે દોઢ કરોડનો ઘટાડો કર્યો; તથા જે જમીન ગેરવાજબી રીતે માફીમાં પળતી હતી તે ઉપર કર નાખ્યો અને માળવાના અફિણ ઉપર જકાત ઠરાવી.

પ્ર. વિલિયમ બેટિંગનાં કયાં બે કામ સંભારવા જેવાંછે?

ઉ. તેનાં સતી અને ઠગીનો નાશ કરવાનાં બે કામ સંભારવા જેવાંછે. સતીને નામે હજારો વિધવાને જીવતી બાળવામાં આવતી હતી તેના અટકાવને માટે બેંટિકે સ. ૧૮૨૯ના ડીસેમ્બરની ત્રીજી તારીખે કૌંસિલમાં કાયદો મંજુર કરાવ્યો ને તેમાં ઠરાવ્યું કે જેઓ સતીને બાળવામાં મદદ કરે તેને મનુષ્યવધના ગુનેગારમાં ગણવા. તેમજ ઠગારા ફાંસીઆ સ્વાર્થ સાધવા કાળીના ભોગને નામે વટેમાર્ગુઓને ગળામાં ફાંસો ઘાલી મારી નાખતા તેમને પકડી તેમનો નાશ કર્યો. એ કામમાં લાર્ડ બેંટિકને અને કપ્તાન સ્લીમનને સરખું માન ઘટેછે.

પ્ર. કંપનીને ફરી સનંદ કયારે મળી?

ઉ. સ. ૧૮૩૩ની સાલમાં લાર્ડ બેંટિંકના કારભારમાં ઈસ્ટઈંડિઆ કંપનીને ફરીને બીજા વીસ વરસની સનંદ મળી. તેમાં સરત એ હતી કે કંપનીએ વેપાર બિલકુલ બંધ કરવો અને યુરોપી લોકને દેશમાં વસવા દેવા. એ વખતે ગવર્નરજનરલની કૌંસીલમાં કાયદા ખાતે ચોથો મેમ્બર વધાર્યો ને કાયદાનો સુધારો વધારો કરવા કમીશન નીમ્યું. તેનો પહેલો અધ્યક્ષ મોકલ્યો હતો.

પ્ર. મ્હૈસૂર ઉપર જપ્તી કયારે બેસાડી ને કુર્ગ ખાલસા કયારે કર્યું ?

ઉ. ઇંગ્રેજ સરકારે સ. ૧૮૩૦માં મ્હૈસૂર ઉપર જપ્તી બેસાડી રાજ્ય પોતાના હાથમાં લીધું તે સ. ૧૮૮૧માં પાછું તેના રાજાને સોંપ્યું. તથા કુર્ગના બહાવરા રાજાએ તેના રાજમાં અંધેર ચલાવ્યું તેથી ત્યાંના લોકની ઈચ્છા ઉપરથી સ. ૧૮૩૪ માં ઇંગ્રેજ સરકારે કુર્ગ ખાલસા કર્યું અને ત્યાંના રાજાને કાશીમાં રહેવાની પરવાનગી આપી. આ રાજ ખાલસા કરતાં લાર્ડબેંટિંકને ટુંકો પણ જુસ્સાદાર વિગ્રહ કરવો પડયો હતો.

પ્ર. બેંટિંક પછી કોણ ગવરનરજનરલ થયો ?

ઉ. કૌંસીલનો વડો મેમ્બર સરચાર્લસમેટકાફ ગવર્નરજનરલ થયો. એણે માજીગવર્નરે છાપખાનાને છૂટ આપવાને ઉઠાવેલો વિચાર પાર પાડયો. તેથી એની કાર્કીદી સંભારવા જોગ થઈ. બેંટિંકની રાજનીતી પારપાડવાને એ સર્વોત્તમ પુરૂપ હતો. ૧૮૩૫--૩૬

પ્ર. મેટકાફ પછી કોણ ગવર્નર થયો ?

ઉ. મેટકાફ પછી લાર્ડઓકલાંડ ગવર્નરજનરલ થયો. એના વખતથી વિગ્રહ અને મુલક જીતવાના સમયનો આરંભ થાયછે. એને સાહસુજાને કાબુલની ગાદીએ બેસાડવાની દૂર્મતી સુઝી ત્યાંલગી સર્વશાંત હતું. એમાં અંતે કાબુલમાં રાખેલા બ્રિટિશ ગારિશન (લશ્કર) નો નાશ થયો. એની કાર્કીદી સન ૧૮૩૬થી ૧૮૪૨ ચાલી.

પ્ર. દુરાની વંશની સત્તાનીચે અફગાનીસ્તાન કયારે આવ્યો?

ઉ. સન ૧૭૪૭માં અહમદદુરાની નામે અફગાનોને સ્વદેશી રાજા મલ્યો હતો. તેણે ઈરાનીઓને હાકી કહાડી કાબુલમાં રાજધાની કરી હતી અને ૧૭૬૧માં હિંદમાં આવી પાણીપતમાં મરેઠાને હરાવ્યા હતા. એના વંશમાં ઘણાં છોકરા થતા તે ગાદી

માટે માંહોમાંહે લડી મરતા હતા. આખરે સ. ૧૮૨૬ માં બાકરજાઇ કુળના દોસ્ત મહમદે અમીરના ઈલકાબથી કાબુલમાંરાજ સ્થાપ્યું. એ વેળા દુરાની વંશના ઝેમાનશાહ અને શાહસુજા બે ભાઈઓ નાશીઆવી લુધિઆનામાં ઇંગ્રેજના આશ્રામાં રહ્યા હતા.

પ્ર. ઇંગ્રેજ સરકારનો કાબુલ સાથે પ્રથમ વહેવાર શી રીતે થયો ?

ઉ. લાર્ડમિંટોને ફ્રેંચસ્વારી થઇ શકે એવું લાગવાથી તેણે લાહોરના શ હસુજાના દરબારમાં એક બીજાને સહાય કરવાના કરાર કરવાને સ. ૧૮૦૯માં એ લ્ફિસ્તન નામે એલચી મોકલ્યો હતો, પણ એ વખતે શાહસુજાને કહાડી મેલી તેનો ભત્રિજો મહમુદ સુલતાન થયો હતો. એ શાહસુજાને ગાદી અપાવવા કાબુલ સાથે પ્રથમ વેહેવાર થયો. શાહસુજાના ભાઈ ઝેમાનશાહ સ. ૧૮૦૦માં લાહોરમાં રાજ સ્થાપ્યું હતું તેનો હિંદઉપર ચડવાનો ભય વેલ્સલેયને હતો પણ તે રણજીત સિંહના શીખરાજની વૃદ્ધિથી નાશ પામ્યો હતો.

પ્ર. શાહસુજાને ઇંગ્રેજે કાબુલની ગાદીએ શી રીતે બેસાડયો ?

ઉ. કાબુલનું રાજ અપહરણ કરનાર દોસ્ત મહમદના દરબારમાં લાર્ડ ઓકલાંડે એલચી તરીકે કપ્તાન અલેકજાન્ડર બર્ન્સને વેપારનો રસ્તો ખુલ્લો કરવાનેબાને મોકલ્યો હતો. દોસ્ત મહમદે શીખના તાબાતો પેશાવરગઢ માગ્યો. પરંતુ એ ગઢ અફગાનોનો ઉગમણી દિશાનો બચાવ હતો માટે તે આપ્યો નહીં ને બર્ન્સ પાછો આવ્યો. એટલે ઓકલાંડે નિશ્ચે કર્યો કે કાબુલની ગાદીએ કબ્જામાં રહે એવા માણસને બેસાડવો. એવો માણસ હક દાર શાહસુજા હતો. તેને લેઇ બ્રિટિશ લસ્કરે અફગાનીસ્તાન ઉપર ચડાઇ કરી તેમાં કંદહાર શરણે આવ્યું ને ગજની જીતી લીધું. તેથી દોસ્ત મહમદ હિંદુકૂશ ઓળંગી નાશી ગયો એટલે જયપુર્વક સ. ૧૮૩૯માં શાહસુજાને કાબુલની ગાદીએ બેસાડયો. એક બીજી લડાઇ

કરી દોસ્ત મહમદ શરણે આવ્યો તેને રાજકેદી તરીકે કલકત્તામાં આણ્યો.

પ્ર. અફગાનીસ્તાનમાંથી ઇંગ્રેજો શી રીતે પાછા વળ્યા ?

ઉ. અફગાનીસ્તાનની ગાદીએ ઈંગ્રેજોએ પોતાની સત્તાથી શાહસુજાને બેસાડયો પણ તેથી ત્યાંના લોક રાજી નહોતા માટે તેમણે પોલીટિકલએજંટ બન્સંને કાબુલમાં કતલ કર્યો ને દોસ્તમહમદના દીકરા અકબરખાને પોલીટિકલ અમલદાર મેનાટને વિશ્વાસઘાત કરી માર્યો તેથી ભય પામી અફગાનોની જુઠી બાંહેધરી ઉપર આધાર રાખી ઈંગ્રેજી સૈન્ય પાછું હિંદમાં આવવા નીકળ્યું. તે વિશ્વાસઘાતી અફગાનોના છરા તથા બંદુકોથી ને ટાઢથી મરણ પામ્યું. ૧૬૦૦૦ માણસમાં માત્ર દાક્તર બ્રાઇડોન ઉગર્યો તે જલાલાબાદમાં આવી જનરલ સેલેને મળ્યો. સ. ૧૮૪૧થી ૧૮૪૨.

પ્ર. વેર વાળનારી ઇંગ્રેજી ફોજનું શું થયું ?

ઉ. વેર વાળનારી પહેલી ફોજનો અણબનાવ તથા ગેરબંદોબસ્તને લીધે પૂરેપૂરો નાશ થયો ને મોટી હાની પહોચી. એ સમાચાર કલકત્તામાં પહોચ્યા પછી એક મહીનાની અંદર ઓકલાંડની જગાએ લાર્ડ એલ્લેન્બરો આવ્યો. તેના વખતમાં જનરલ પોલોક અને જનરલ નોટનાં લસ્કર સ. ૧૮૪૨માં કાબુલમાં ભેગાં થયાં. તેમણે દારૂથી કાબુલનો બજાર ઉરાડી દીધો તથા બંધીવાનોને છોડી મૂકયા ને દોસ્ત મહમદને પોતાનું તખ્ત વગર વાંધે પાછું લેવા દેવાની સરતે સરવે હિંદમાં પાછા આવ્યા. એ ચડાઇમાં એલનબરોના હુકમથી મહમદ ગજનીના રોજાનાં કમાડ લાવવામાં આવ્યાં હતાં તે પંઝાબમાં શોમનાથના કામડને નામે દેખાડવામાં આવ્યાં હતાં પણ તે ખરાં નહોતાં.

પ્ર. ઇંગ્રેજોએ સિંધ દેશ કયારે જીત્યો ?

ઉ. સિંધના અમીરો પોતાનું સ્વતંત્રતાપણું ખોઈ ઈં-

ગ્રેજી રાજને તાબે ન થવાથી તેમને ઇંગ્રેજ સરદાર સર ચાર્લસનેપિરે મિઆની તથા હૈદ્રાબાદના યુદ્ધમાં હરાવી સ. ૧૮૪૩માં સિંધ દેશ જીતી લીધો. મિઆનીની લડાઇમાં ૩ હજાર બ્રિટિશ ફોજ સામે ૧૨ હજાર સિંધની બલુચી ફોજ હતી.

પ્ર. એ સાલમાં એટલે ૧૮૪૩માં ગોવાલ્યરવાળા સિંધીઆના લશ્કર સાથે ઇંગ્રેજોને કેમ લડવું પડયું ?

ઉ. એનું કારણ એ કે સિંધીઆ અપુત્ર મરી ગયો હતો તેની ગાદીને સારૂ તેની સ્ત્રી અને તેના મામા વચ્ચે વાંધો ઉઠયો. તેમાં મામાનો પક્ષ ઇંગ્રેજોએ સ્વિકાર્યો તેથી મહારાજપુર ને પન્નિઆની લડાઈ થઇ તેમાં મરેઠા હાર્યા ને ગોવાલ્યરનું રાજ ઇંગ્રેજને આધિન થયું. મહારાજપુરની લડાઈમાં એલનબરો જાતે હાજર થયો હતો.

પ્ર. લાર્ડ હાર્ડિંગ કયારે ગવર્નર નિમાયો ?

ઉ. લાર્ડ એલ્લેન્બરોની ભ્રમિત મનોવૃત્તિ ઉપર વિશ્વાસ ન રહ્યાથી કોર્ટઆવ ડરેકટરોએ તેને રજા આપી સ. ૧૮૪૪ માં સરહેન્રિ હાર્ડિંગને ગવર્નર જનરલ નિમ્યો. એણે સ્પેનના વિગ્રહમાં નોકરી બજાવી હતી તથા લિગ્નીના યુદ્ધમાં તેનો એક હાથ કપાયો હતો. એ શૂરવિરને હવે હિંદમાં શિખ પ્રજા સામે બાથ ભીડવાની હતી.

પ્ર. શીખ લોકની ઉત્પત્તિ કોનાથી થઈ ?

ઉ. શીખ લોકો પોતાની ઉત્પત્તિ ગુરૂ નાનકથી ગણેછે. એ નાનકશાહનો જન્મ ૧૪૬૯માં થયો હતો. એનો ઉપદેશ એ હતો કે જ્ઞાતિભેદ તોડવો, એક પરમેશ્વરને માનવો અને શુદ્ધ આચરણ રાખવાં. નાનકથી ગોવિંદસિંહ સુધી દશ ગુરૂ થયા. એમને મુસલમાનોએ સંતાપ્યા ને હિણા મુગલ પાદશાહે ઉછેદ કર્યો તથાપી પ્રાણ જતાલગી શીખ લોકે પોતાનો ધર્મ તજ્યો નહીં ને સ્વધર્મમાં ભ્રાતભાવ રા-

ખી આગળ રાજ બળવાન થયા અને મરેઠાઓ સાથે મુગલાઈ પાદશાહત વેંચી લીધી.

પ્ર. શીખ રાજ કયાં ને કોણે સ્થાપ્યું ?

ઉ. શીખરાજ પંજાબમાં રાજા રણજીતસિંહે સ્થાપ્યું. પરંતુ એ પહેલાં શીખ સરદારોએ સતલજને કાંઠે લશ્કરી જાગીરો મેળવી હતી. રણજીતસિંહનો જન્મ ૧૭૮૦માં થયો, ૨૦ વરસની ઊમરે અફગાન સુલતાને તેને લાહોરનો સૂબો નિમ્યો. એ વખતે એણે સ્વદેશીઓના ધર્માંધ જોસ્સાને આધારે પોતાનો અમલ બેસાડયો ને શીખ એટલે મુક્તિ પામેલા લોકની લશ્કરી વ્યવસ્થા યુરોપી અમલદારો રાખી કરી. એ લશ્કર દ્રઢતા અને ધાર્મિકપણામાં યુરોપના કામવેલના લશ્કર જેવું હતું. પણ ૧૮૩૯માં રણજીતસિંહનું મૃત્યુ થવાથી રાજમાં અવ્યવસ્થા થઈ ને આવિ તેબલ તથા કોર્ટનામે જે શીખ ફોજના યુરોપી સેનાપત્તિઓ હતા તેમને મુરખાઇથી રજા આપી.

પ્ર. પહેલો શીખ વિગ્રહ કયારે થયો?

ઊ. પહેલો શીખ વિગ્રહ સ. ૧૮૪૫ માં થયો. ૧૫૦ તોપો સાથે ૬૦ હજારે શીખ સેન્યા સતલજ ઓળંગી ઇંગ્રેજી મુલક ઉપર ચડી તેથી સેનાપતિ સરહ્યુ ગફ તથા ગવર્નર જનરલ સરહદ ઉપર આવી પહોચ્યાને મુદકી, ફીરોજ શહર, અલીવાલ તથા સોબ્રાઓન આગળ યુદ્ધ થયું. એમાં દરેક યુદ્ધમાં ઇંગ્રેજને પુષ્કળ હાની થઇ. તથાપી ચોથી લડાઇના જયથી લાહોર શરણે આવ્યું ને બે રાજવચ્ચેક રાર થયા તેની રૂએ તેનો કેટલોક મુલક ખાલસા કરી રણજીતસિંહના બાળ રાજા ધુલીપસિંહને ઈંગ્રેજેરાજા માન્યો તથા તેના રાજમાં રેસિડંટ મુકી સન. ૧૮૪૮ માં હાર્ડિંગ વિલાયત ગયો.

પ્ર. હાર્ડિંગ પછી થયેલા ગવર્નર જનરલ દલહોસીના ગુણ તથા કૃત્યનું વર્ણન કરો.

ઊ. હિંદના રાજ પ્રતિનિધિઓમાં દલહોસી સર્વથી મહાન, મોટામનનો, રાજનીતિ ધુરંધર, કોમળ અંત:કરણ વાળો અને શાંતિનો અભિલાશી હતો. એની ઉંડામાં ઉંડી અપેક્ષા એ હતી કે દેશની માનસોન્નતિ અને દ્રવ્યની વૃદ્ધિ કરવી. તેથી એણે રાજ કારભારનાં બધાં ખાનાં સુધાર્યાં, પબ્લિક વર્કસ ડીપાર્ટમેંટ સ્થાપ્યું. જેથી કરી હાલ હિંદમાં સડકો અને નેરો થઇછે. સર્વથી મોટી નેર જે ગંગાની છે તેને ખુલ્લી કરવાની ક્રિઆ એને હાથે થઇ હતી. તથા પહેલા હિંદી રેલવેનું ખાનમુહૂર્ત એણે કર્યું હતું. વળી તેણે રાતા સમુદ્રને માર્ગે આગબોટ વડે ઈગ્લાંડ જોડે વહેવાર ચલાવવામાં મદદ કરી હતી અને સોંઘાભાવથી કાગળ પત્રો લેઇ-જવા લાવવાનો ટપાલ ખાતામાં સુધારો કર્યો હતો (સ. ૧૮૪૮ થી ૧૮૫૬.)

પ્ર. દલહોસીને પોતાની મરજી વિરૂદ્ધ કરવાં પડયાં તે કામ ક્યાં ?

ઊ. પંજાબ અને બ્રહ્મદેશ જોડે વિગ્રહ તથા દેશી રાજને ખાલસા કરીદેવાનો માર્ગ પકડવો પડયો તે. એ બે દેશના વિગ્રહથી તેણે વિશાળ મુલક સંપાદન કર્યો તથા દેશી રાજ ખાલસા કરવાના પ્રયોગથી નાગપુર. અયોધ્યા અને બીજાં નાનાં સંસ્થાન બ્રિટિશ રાજમાં ભેળ્યાં. પરંતુ એ પ્રયોગથી બળવો ઉઠયો તે યાદ કરતાં એણે કરેલા ગુણ ભુસાઇ જાયછે. એ એનું કમ નસીબ છે.

પ્ર. બીજો શીખ વિગ્રહ શાથી ઉઠયો ને તેમાં શું થયું ?

ઊ. સ. ૧૮૪૮ માં મુલતાનમાં બે બ્રિટિશ અમલદારોને શીખ લોકે વિશ્વાસઘાત કરી મારી નાખ્યા ને મોટું બંડ ઉઠાવ્યું તેથી એ વિગ્રહ ઉઠયો. એ વિગ્રહમાં ચિલિયનવાળાની વિનાશકારી ભૂમીમાં શીખની ખાલસા ફોજે ઈંગ્રેજનાં ૨૪૦૦ માણસોનો ઘાણ કહાડી નાંખી તેની ચાર

તોપો અને ત્રણ પલટણના વાવટા ઝુંટાવી લીધા. તા૦ ૧૩ મી જાનેવારી સ. ૧૮૪૯. આ લડાઇમાં ઈંગ્રેજ સરદાર લેફ્ટેનન્ટ એડવર્ડ એકલે હાથે હતો.

પ્ર. બીજા શીખ વિગ્રહમાં બ્રિટિશફોજે કયારે ને કયે ઠેકાણે જય મેળવ્યો હતો?

ઉ. સેનાપતિ સરચાર્લેસને પિયર આવતા પેહેલાં લાર્ડગફે ગુજરાત ગામ આગળ યુદ્ધ કરી જયમેળવ્યો હતો. ને સીખ ફોજનો તદન નાશ કર્યો હતો. આ લડાઇમાં દોસ્ત મહમદની સરદારી નીચે અફગાનો શીખ લોકની મદદે આવ્યા હતા. પણ તેમને લાજ ખોઇ પાછા જવું પડયું હતું.

પ્ર. પંજાબ પ્રાંત ખાલસા કયારે કર્યો?

ઉ. સ. ૧૮૪૯ ના માર્ચ માસની ૨૯ મી તારીખે એ પ્રાંત ખાલસા કરી ઈંગ્રેજી મુલક જોડે ભેળી દીધો ને મહારાજા ધુલીપસિંગને ૫૮૦૦૦૦ નું પેન્સન બાંધી-આપ્યું. એ ઉપજ વડે હાલ તે ઈંગ્લાંડના નોર્ફોક પરગણામાં જાગીરદારની પેઠે રેહેછે.

પ્ર. પંજાબના શાંતિકરણને માટે શા શા ઉપાય કર્યા?

ઉ. ત્યાંના લોકનાં હથિઆર લીધાં તથા પ્રત્યેક ગામની જમાબંદી કરી, જમીન વેરો ઓછો કર્યો ને લોકોને સરલ પડે એવો દીવાની અને ફોજદારી કાયદો ઠરાવ્યો. રાબર્ટ નેપિયરે નેરો અને સડકો બનાવી ત્યાંના લોકને સુખી કર્યા. જેથી ૧૮૫૭ના બલવામાં તેઓ શાંતિ સાથે ઈંગ્રેજના વફાદાર રહ્યા.

પ્ર. બીજો બ્રહ્મી વિગ્રહ શાથી ઉઠયો?

ઉ. બ્રહ્મદેશના રાજાએ રંગુનમાં કેટલાક યુરોપી વેપારી ઉપર માઠી વર્તણુંક ચલાવી તેથી તથા તેને વારવા જનાર ઇંગ્રેજી વહાણના કપ્તાનનું અપમાન કર્યું તેથી સ. ૧૮૫૨ માં બીજો બ્રહ્મી વિગ્રહ ઉઠયો. એ વિગ્રહમાં રંગુનથી પ્રો-

મસુધીનો ઈરાવદીનો તમાંમ પ્રદેશ ઇંગ્રેજી ફોજે કબજે કર્યો ને આવાના રાજાએ સલાહના કરાર કરવાની ના કહેવાથી એજ વરસના ડીસેમ્બરની ૨૦મી તારીખે ખાલસા કર્યો. તે ૧૮૨૬માં મેળવેલા આરાકાન અને તિનાસરીમ સાથે એ પ્રદેશ પેગુને નામે જોડી દીધો.

પ્ર. બ્રિટિશબર્માની આબાદીની વાત કહો.

ઉ. બ્રિટિશબર્મા ઇંગ્રેજી અમલ નીચે આવ્યાપછી વસ્તી અને વેપારે વધ્યોછે ને દીનપ્રતિદીન વધતો જાયછે. રંગુનમાં વસ્તી હાલ પેહેલાં કરતાં દશઘણી વધીછે તેમજ વેપાર પણ ચારઘણો થયોછે. સિઆમ અને પેગુની લડાઇઓ બંધ પડીછે તેથી તે હાલ શાંતિ અને આબાદીમાંછે.

પ્ર. લાર્ડ ડેલહૌસીના દેશીરાજ્યો સંબંધી કેવા વિચાર હતા?

ઉ. એ સંબંધી તેના વિચાર એવા હતા કે દેશી અધિપતિઓનો કારભાર હાનીકારક અને નિયમથી વિરૂદ્ધછે. માટે તેમને વાજબીની રીતે દૂર કરવા જોઇએ. આ વિચારથી તેણે પોતાનાં સામે થનાર અને બિનવારસ દેશી રાજાઓનો મુલક ખાલસા કર્યો અને હિંદુશાસ્ત્રનો દત્તક લેવાનો જે હક તે રાજની બાબતમાં કબુલ રાખ્યો નહીં.

પ્ર. બિનવારસી કયાં કયાં દેશીરાજ ખાલસા કર્યાં?

ઉ. સતારા, ઝાંસી અને નાગપુર એ રાજ ખાલસા કર્યાં કારણકે એમના રાજા અપુત્ર મરી ગયા હતા. પરંતુ એ નિયમ પ્રમાણે કરૌલીનું સંસ્થાન ખાલસા કર્યું નહોતું. તેનું કારણ એકે કોર્ટ આવડરેક્ટર્સ આધીન રાજાનું રાજ અને રક્ષણમાં રહેલા મિત્ર રાજાના રાજ વચ્ચે એવો ભેદ રાખ્યો હતો.

પ્ર. એ વખતમાં કયા કયા રાજાનાં પેન્સન બંધ કરવામાં આવ્યાં?

ઉ. કર્ણાટના નવાબ, તાંજોરના રાજા અને પુનાના પેશ્વાનાં પેન્સન બંધ કરવામાં આવ્યાં કારણકે તેઓ અપુત્ર મરી ગયા હતા.

પ્ર. નિઝામે વરાડ પ્રાંત ઇંગ્રેજને કેમ આપ્યો?

ઉ. નિઝામના રક્ષણને અર્થે ઇંગ્રેજી ફોજ રહેતી હતી તેના ખરચનાં નાણાં તેનાથી વરસોવરસ અપાતાં નહોતાં તેથી તેની બાંહેધરીને પેટે વરાડપ્રાંત નિઝામે ઈંગ્રેજને આપ્યો.

પ્ર. અયોધ્યાનું રાજ ખાલસા શાથી કર્યું?

ઉ. અયોધ્યાના નવાબ બ્રિટિશ રક્ષણમાં અને બ્રિટિશ વફાદારીમાં રહેતા હતા તથાપી વ્યભિચારી અને દુર્વ્યસની હોઇ રૈયત ઉપર જુલમ કરતા હતા અને રાજમાં અંધેર ચાલતું હતું તે મટાડવા તાકીદ તથા ધમકી આપ્યા છતાં કંઇ સુધારો થઈ શક્યો નહીં. તેથી લાર્ડ ડેલહૌસીએ રૈયતના સુખ તથા કલ્યાણને અર્થે પોતાના અભીપ્રાય સાથે કોર્ટ આવડરેકટર્સના ઠરાવથી એ રાજ સ. ૧૮૫૬ના વારીની ૧૩મી તારીખે ખાલસા કર્યું. ને નવાબ વજીદઅલીને ૧૨ લાખ રૂપિઆનું પેન્સન બાંધી આપ્યું.

પ્ર. લાર્ડ ડેલહૌસીએ કેટલાં વરસ અમલ કર્યો?

ઉ. ડેલહૌસીએ ૧૮૪૮થી ૧૮૫૬લગી આઠ વરસ અમલ કર્યો. તે પછી તે વિલાયત ગયો ત્યાં લાંબો મંદવાડ ભોગવી સ. ૧૮૬૦માં મરણ પામ્યો. એ હિંદની ગરજનો ભોગ થવામાં કાર્નવાલિસ બાદ કરતાં પહેલો પુરૂષ હતો એણે બ્રિટિશ રાજની ઈમારત સંપૂર્ણ કરી લાર્ડ વેલ્લેસ્લેય તથા લાર્ડ હેસ્તિંગ્સે અધિરાજના દોરેલા નકશામાં અયોધ્યા, મધ્યપ્રાંતો અને પંજાબ તથા બ્રહ્મદેશ ઉમેરી વધારો કર્યો.

પ્ર. લાર્ડ ડેલહૌસી પછી કોણ ગવર્નરજનરલ થયો?

ઉ. ડેલહૌસી પછી તેનો મિત્ર લાર્ડ કેનિંગ સ. ૧૮૫૬

માં ગવર્નરજનરલ થયો. તેને કોર્ટ આવડરેકટર્સે ખાણું આ-પ્યું તે વખતે તે ભવિષ્ય સૂચક વચન બોલ્યો તે એ કે "મારી નોકરીની મુદત શાંતિમાં જાય એમ હું ઇચ્છું છું. તથાપિ હું ભૂલી જઇ શકતો નથી કે હિંદના સ્વસ્થ આ-કાશમાં નાનું વાદળું ચડી આવી તે મોટું થઇ તુટી પડે ને આપણને નાશમાં ગ્રસ્ત કરી નાંખે." તેજ પ્રમાણે બી-જે વરસે બંગાળી ફોજના સિપાઇઓએ બળવો કર્યો.

---

## प्रकरण १९ मुं.

પ્ર. સિપાઈઓના બળવાનાં કારણ શાં હતાં ?

ઉ. એ બળવાનાં કારણ ભિન્ન ભિન્ન આપવામાં આવેછે પરંતુ તેમાંનું ખરૂં કારણ એ દીસેછે કે-ડલહૌસીની રાજ્ય ખાલસા કરવાની પદ્ધતિ લોકોને પ્રતિકુળ પડી તેથી તથા કેળવણીનો પ્રસાર કરવામાં અને તાર તથા વરાળયંત્રો એ-કજ વખતે દાખલ કરવામાં આવ્યાં તેથી લોકો અનેક કુતર્કો કરવા લાગ્યા તથા તરેહવાર ગપાટા માનવા લાગ્યા. અને તેઓનાં મન ઉશ્કેરાયાં. વળી બંગાળી પલટણના સિ-પાઈઓનું માનવું એવું હતું કે અમારાજ પરાક્રમથી પંજાબ પ્રાંત છતાયો છે ને હિંદ કબજે રહ્યોછે. તેમને પદભ્રષ્ટ થયેલા રાજાઓ અથવા તેમના વારસો અને રાણી-ઓ તરફથી આસરો મળ્યો એટલે એકદમ તેઓ જો-સમાં આવી ગયા.

પ્ર. કારતૂસો સંબંધી શી ગપ ચાલી હતી ?

ઉ. કારતૂસો એટલે કાર્ટિજો જે દાંત વડે ખુલીને બંદુ-કમાં નાખવામાં આવેછે તે સંબંધી એવી ગપ ચાલી હતી કે બંગાળી સિપાઈઓનાં કારતૂસોને ડુકરની ચરબી ચોપ-ડીછે અને તે વાત તેઓએ ખરી માની. એના ખોટા પણા વિષે ધણીએ ખાતરી કર્યા છતાં તેઓનાં મન શાંત થયાં

નહીં ને તેઓ પોતાના અમલદારનું અપમાન કરવા લાગ્યા તથા પલટણોના મકાનમાં આગ થવા લાગી.

પ્ર. બંડ ઉઠયું તે વખતે બ્રિટિશ લશ્કરમાં શાની ખામી હતી ?

ઉ. એ વખતે બ્રિટિશ લશ્કરમાં સારા કુશળ સેના પતિઓ હતા તથાપી બુદ્ધિમાન, અતિતેજ અને દઢસંકલ્પ વાળા અમલદારોની ખામી હતી.

પ્ર. પ્રથમ બળવો ક્યારે ને કોણે ઉઠાવ્યો ?

ઉ. પ્રથમ સ. ૧૮૫૭ ના મે માસની તા૦ ૧૦ મીને રોજ મીરતના સિપાઈઓએ બળવો ઉઠાવ્યો. તેઓ એકદમ કેદખાનામાં ઘુસ્યા અને છાવણીમાં ધશી જે યુરોપી મળ્યો તેને કાપી નાખ્યો. પછી તે દિલ્લીની દેશી ફોજને અને બદમાસ લોકોને ઉસ્કેરવા તથા પદભ્રષ્ટ મુગલ પાદશાહનો અધિકાર સ્વિકારવા ત્યાં ગયા. એટલે બીજે દહાડે સવારે દિલ્લીના મુસલમાનોએ બંડ કર્યું. તે વારે યુરોપીઅનો એ દારૂ ખાતું ઉરાડી દીધું. મીરતમાં બલવો થયો તે વખતે પાસે પુષ્કળ બ્રિટિશ લશકર છતાં યુરોપી અમલદારો કંઈ કરી શકયા નહીં. માત્ર બળવો થયાનો તાર દિલ્લી કરી રાત્રે બેસી રહ્યા.

પ્ર. બળવો કયાં કયાં ફેલાયો ?

ઉ. બળવાનું મધ્ય સ્થળ દિલ્લી ગણાયું અને ત્યાંથી તે ઉતાવળે વાયવ્ય પ્રાંતો અને અયોધ્યામાં થઈ છેક નીચલા બંગાળામાં દાવાદળની પેઠે પસર્યો. દરેક બળવાની હકીકત ઘણી ખેદ કારક છે. બળવાખોરોએ યુરોપી અને ખ્રિસ્તિ ધર્મ માનનારાઓને મારી નાખ્યા. કેટલેક પ્રાસંગતો તેઓની સ્ત્રીઓને અને બાળકોને પણ મારી નાખ્યાં તથા જેલનાં બારણાં ઉઘાડી તોડી નાખ્યાં ને ત્રીજોરીઓ લૂટી.

પ્ર. કયા લોકો બળવામાં સામેલ થયા નહીં.

ઉ. સરજાન લારેન્સની અગમ ચેતી અને દાબથી પંજાબના સિપાઇઓ બળવામાં સામેલ થયા નહીં તેમજ બહાદુર શીખ લોક પણ ડગ્યા નહીં. મુંબાઇ અને મદ્રાસની દેશી ફોજો વફાદાર રહી તથા કુશળ પ્રધાન સરસલાર જંગના દાબથી હૈદ્રાબાદના સંસ્થાને ઇમાનદારી રાખી.

પ્ર. કાનપુરમાં શી બિના બની ?

ઉ. સિપાઇઓના બળવાનાં કાનપુર, લકનૌર અને દિલ્લી એ ત્રણ મુખ્ય ઠેકાણાં હતાં. તેમના કાનપુરથી થોડે છેટે બિથુરમાં પેશ્વાના વારસા ધોંડુ પંથ એટલે નહાના સાહેબનો મહેલ હતો. એ નહાના સાહેબ બળવાના સિપાઇઓનો આગેવાન થયો અને પોતાની પેશ્વાને નામે આણુ ફેરવી કાનપુરની છાવણીને ઘેરો ઘાલ્યો. તેમાં શરણે આવેલા ઈંગ્રેજોને અલ્હાબાદ સહીસલામત પહોચાડવાનો વિશ્વાસ આપી ગોળીઓ વડે ગંગાનદીમાં હોડીઓમાં બેઠેલા મારી નાંખ્યા. ૪૫૦ માં ના ચાર માણસો તરીને નાઠાં તથા એક મછવો નાશી છૂટયો તે બચ્યાં. એ વિના બીજાં ૧૨૫ માણસને જુલાઈની ૧૫ મીએ એજ દશાને પહોચાડયા નાના એ રાખી મૂકયાં હતાં.

પ્ર. લકનૌમાં શી બીના બની ?

ઉ. અયોધ્યાનો કમિશનર સર હેન્રિલારેન્સ અગાઉથી ચેત્યો હતો. તેણે પ્રથમ લકનૌની રેસિડન્સિને કિલ્લા કોટથી મજબૂત કરી ખોરાકીનો સંગ્રહ કર્યો પછી તમામ યુરોપીયનો ને તથા એક બ્રિટિશ પલટણને લેઈ ૨ જી જુલાઇએ લખનૌ ગયો. ત્યાં તેને તોપના ગોળાથી જખમ થયો ને બળવાખોરોએ ઘેરી લીધો. તેમના સામા અનેક દુઃખ સહન કરી બહાદુરીથી ૨૫ મી સપ્ટેંબરે હેવલોક તથા ઔટ્રામ મદદે આવ્યા ત્યાં લગી ટકી રહ્યો. પરંતુ હેવલોક તથા ઔટરામના સૈન્યનેપણ બળવાખોરોનાં નવાં ધા-

ટોએ ઘેર્યું. એ લશ્કરનો નવેંબરમાં કામ્બેલે આવી લકનૌમાં ઘુસી છૂટકારો કર્યો. તા૦ ૧૬ મી નવેંબર ૧૮૫૭.

પ્ર. બ્રિટિશોને દિલ્લીના ઘેરામાં શું થયું?

ઉ. ૩૦ હજારથી વધારે બળવાખોરના માણસો વાળા દિલ્લી શેહેરને ૮ હજાર બ્રિટિશ લશ્કરે ૮ મી જૂને ઘેરો ઘાલ્યો અને પંજાબથી નિકલ્સન મદદે આવ્યો એટલે ૧૪ મી સપટેંબરે તેના ઉપર હુમલો કર્યો ને સાત દિવસ મરણીઆ થઈ લડી દિલ્લી તાબે કરી. એ લડાઇમાં નિકલ્સન રણમાં પડયો ને ઘોડેસ્વારના એક નિડર સરદાર હડસને મોગલ પાદશાહ બાહાદુરશાહને કેદ કરી તેના બે નિરઅપરાધી બાળકોને ગોળીઓથી માર્યા. એ બહાદુરશાહને પછી રાજ કેદી તરીકે રંગુનમાં મોકલી દીધો. ત્યાં તે ૧૮૬૨ માં મરી ગયો.

પ્ર. બલવાખોરો પાસેથી અયોધ્યા કોણે જીત્યું?

ઉ. અયોધ્યાની બેગમ, બરેલીનો નવાબ અને ખુદ નહાનાસાહેબ આવ્યાથી અયોધ્યા તથા રોહીલખંડના લોકોએ બલવાખોર સીપાઈઓ જોડે મળી જઈ પ્રજાનો બલવો ઉઠાવ્યો. તેને પાછળ કહેલા કમ્પબેલ એટલે કલૈડે બે શિઆળા લગી અયોધ્યામાં લડાઈ ચલાવી બેસાડી દીધાં ને અયોધ્યા વિગરે એક પછી એક શેહેર તથા કિલ્લા જીતી લીધા. સ. ૧૮૫૯.

પ્ર. મધ્ય હિંદ કોણે સર કર્યું?

ઊ. મધ્ય હિંદમાં ઝાંસીની રાણી અને નહાના સાહેબને ઉસ્કેરનાર તેનો સગો તાત્યા ટોપી બલવાખોરોનાં આગેવાન હતા. તેમના સામી મુબાઇથી આવેલું બીજું લશ્કર લઇ સર હ્યુરોઝે લડાઇ ચલાવી મધ્ય હિંદ સરકર્યું. એ લડાઈમાં ઝાંસીની રાણી ૧૮૫૮ માં લડતાં મરાઈ તથા તાત્યા ટોપી વિશ્વાસ ઘાતથી ૧૮૫૯માં પકડાયો તેને મારી નાખ્યો.

પ્ર. કંપનીના પટાનો સાર શો છે?

ઊ. ઇસ્ટ ઇંડિઆ કંપનીને રાણી ઈલિઝાબેથે સ.૧૬૦૦ માં સનંદી મંડળીનો પટો કરી આપ્યો હતો, તે અઢીસેંથી વધારે વરસ ચાલી બદલવામાં અંત પામ્યો. એ કંપનીને સ. ૧૭૭૩ માં મંજુર થયેલા રેગ્યુલેટિંગ આકટને આધારે રાજ કીય સત્તા મળીને બંગાળામાં ગવર્નર જનરલ નિમાયો તથા કલકત્તામાં સુપ્રીમકોર્ટ સ્થપાઈ એ પછી ૧૭૮૪ માં પિટ્ટનું ઇંડિઆ બિલ મંજુર થયું તેની રૂએ ઈંગ્લાંડમાં બોર્ડઆવ કંટ્રોલ સ્થપાઈ અને બીજા ઇલાકા પર બંગાળા ઈલાકાનું સર્વોપરી પણું દૃઢ થઈ ત્યાંના ગવર્નરને 'ગવર્નરજનરલ–ઈન–કાઉન્સિલ' એવું પદ ધારણ કરવા પહેલ વહેલી મંજુરી મળી.

પ્ર. કંપનીને ફરીને સનંદ ક્યારે આપી?

ઉ. કંપનીને સ. ૧૮૧૩ માં ફરીને સનંદ કરી આપી તેથી તેને વેપાર બંધ કરી પ્રજાપર સારો અમલ ચલાવવા લક્ષ દેવાને જરૂર પડી. ૧૮૩૩ ના આકટની રૂએ ચીન જોડે ચાલતો વેપાર બંધ પડયો અને એ આકટથી એક પછી એક સુધારા દાખલ થયા. લૉ કમીશન નિમાયું અને ગવર્નર જનરલ ઇનકાઉન્સિલને આખા હિંદના મુલકી તથા લશ્કરી ખાતા ઉપર હકુમત ચલાવવા અધિકાર મળ્યો.

પ્ર. કંપનીને છેલ્લી સનંદ ક્યારે મળી?

ઉ. કંપનીને છેલ્લા સનંદ ૧૮૫૩ માં મળી. એ વખતે ડરેકટરોની સંખ્યા ઘટાડી અને સિવિલ સર્વિસની જગ્યા વગ વસીલાથી મળતી બંધ કરી ઝાહેર પરિક્ષાથી આપવાનો ઠરાવ કર્યો.

પ્ર. રાજ ગાદીના તાબામાં હિંદનો મુલક કયારે આવ્યો?

ઊ. હિંદનું રાજ વધારે સારી રીતે ચલાવવાનો કાયદો મંજૂર થયો તે વડે ૧૮૫૮ માં હિંદ કંપનીના હાથમાંથી

જઈ રાજ ગાદીને તાબે આવ્યો. એ કાયદામાં ઠરાવ્યા પ્રમાણે ૧૫ મેમ્બરની કૌંસિલની સલાહથી પોતાના મુખ્ય સેક્રેટરીઓમાંના એકની મારફતે ઈંગ્લાંડની રાણી હિંદ ઉપર અમલ ચલાવે છે. ને ગવર્નર જનરલને વાઇસરાયનો નવો ઇલકાબ મળ્યોછે. વળી ૧૮૬૧ ના કૌંસિલના કાયદાથી ગવર્નર જનરલની અને મુંબાઇ તથા મદ્રાસની કૌંસિલમાં ખાનગી ગૃહસ્થો ઉમેરાયા છે. તથા એજ સાલના બીજા કાયદાથી સુપરીમ કોર્ટોને ઠેકાણે હાઈ કોર્ટો સ્થાપાઈ છે.

---

## प्रकरण १६ मुं.

પ્ર. મહારાણીનો ઢંઢેરો ક્યારે વાંચી સંભળામાં આવ્યો?

ઉ. સ. ૧૮૫૮ ના નવેંબર માસની તા૦ ૧લીએ મહારાણીએ હિંદનો રાજકારભાર પોતાને હસ્તક લીધાનો બાદશાહી ઢંઢેરો અલ્હાબાદમાં મોટો દરબાર ભરી લાર્ડકેનિંગે વાંચી સંભળાવ્યો. એ ઢંઢેરો ઘણો વાસ્તવિક અને ઉત્કૃષ્ટ ભાવાર્થવાળો હિંદની પ્રજાનો માગ્નાચાર્ટાછે. એમાં મહારાણીના અમલની રાજ નિતિના મુખ્ય આધાર તરીકે ધર્મ સંબંધી છૂટ અને ન્યાયના નિયમો વાકચતુરાઈ ભરેલા વચનમાં લખ્યાંછે. એ પછી ૧૮૫૯માં શાંતિનાં જાહેરનામાં થયાં ને બીજે વરસે વફાદાર રાજા રાણાની સેવા સ્વિકારવાને તથા તેમને દત્તપૂત્ર કરી લેવાનો હકછે એવી ખાત્રી કરી આપવાને વાયસરાય પ્રવાસે નીકળ્યા.

પ્ર. વસુલાત ખાતામાં કોણે અને શો સુધારો કર્યો ?

ઉ. બલવો બેસાડી દેવામાં હિંદના કરજમાં ૪૦ કરોડનો વધારો થયો અને લશ્કરી ખાતામાં દસકરોડ રૂપીઆનો વાર્ષીક ખરચ વધ્યો એ ખોટ પૂરી પાડવાને ઈંગ્લાંડથી પ્રખ્યાત અર્થ શાસ્ત્રી મી. જેમ્સ વિલ્સનને મોકલવામાં આ-

વ્યો. તેણે જકાત લેવાની પદ્ધતિની ફરી વ્યવસ્થા કરી. અને હિંદી પ્રજાપર ઇન્કમટાકસ એટલે પેદાશ વેરો તથા લાઇસેન્સટાકસ એટલે ધંધાવેરો બેસાડયો. અને નોટોનાં નાણાં ચલાવ્યાં. પરંતુ એટલામાં એનો કાળ થયો. વળી મકોલેએ કરેલો પહેલ વહેલો ફોજદારી કાયદો ૧૮૬૦માં મંજુર થયો અને તેની જોડે દીવાની તથા ફોજદારી વહીવટના કાયદા પણ ૧૮૬૧માં મંજુર થયા.

પ્ર. લાર્ડકેન્નિંગની જગાએ કોણ ગવર્નર થયો ?

ઊ. કેન્નિંગ ૧૮૬૨ના માર્ચમાં સ્વદેશ ગયો ને ત્યાં ૧ મહીનામાં મરી ગયો. એની પછી લાર્ડએલ્ગિન આવ્યો તે ૧૮૬૩નાં નવેંબર લગી જીવી હિમાલયની ધર્મ શાળામાં મરણ પામ્યો.

પ્ર. લાર્ડ લારેન્સ કયારે ગવર્નર જનરલ થયો ?

ઉ. એલ્ગિન પછી પંજાબનો રક્ષક સરજાનલારેન્સ ૧૮૬૪માં ગવર્નર જનરલ થયો. એના વખતમાં ભૂતાન જોડે વિગ્રહ થયા પછી ૧૮૬૪માં દ્વારસ પરગણું ખાલસા થયું અને ૧૮૬૬માં ઓઢિઆમાં ભારે દુકાળ પડયો. તથા વેપારની ખરાબી થઈ તેથી બંગાળાના ચાના વેપારને ધોકો પહોચ્યો ને મુંબાઇના વેપારીઓ ભાગી ગયા. વળી એણે ૧૮૬૮–૬૯માં બુંદેલખંડ અને ઉપલા હિંદમાં દુકાળ પડયો. તે વખતથી ભૂખ મરાએ થતાં મૃત્યું અટકાવવાને ઉપાય લેવાની જવાબદારી અમલદારોને શીર ઠરાવી તથા અયોધ્યાના ખેડુતોને ચાલૂ હક આપવાનો આકટ મંજુર કર્યો અને શેરઅલ્લીને અફગાનીસ્તાનનો અમીર કબુલ રાખ્યો. એ સખ્સ આસીસ્ટંટ માજીસ્ટ્રેટથી વાયસરાય સુધીની નોકરી કરી સ. ૧૮૬૯માં વિલાયત ગયો અને ત્યાં એને અમીરની પદ્વિ મળી.

પ્ર. લાર્ડ મેયોએ શું શું કામ કર્યું ?

ઉ. લારેન્સ પછી થનારા લાર્ડ મેયોએ હિંદના દ્રવ્યની વૃદ્ધિને ઉતેજન આપ્યું, બંબાલાના દરબારમાં શેરઅલીને વિધિપુર્વક અફગાનીસ્તાનનો અમીર સ્વિકાર્યો, ખેતી વાડીનું નવું ખાતુ ઉઘાડયું ને પ્રાંતવાર ઉપજ ખરચની પદ્ધતી દાખલ કરી સ્થાનીક સ્વરાજને ઉતેજન આપ્યું. મીઠાપરની જકાતમાં સુધારો કરવાનો પાયો નાખ્યો અને પુષ્કળ સડકો, રેલ્વેઓ ને નેરો બંધાવી દેશની દ્રવ્ય ઉપજ વધારવાનાં સાધનો ખિલવ્યાં તથા ડેલહૌસીની જાહેરબાંધ કામની પદ્ધતી ને અમલમાં આણી. એની જીંદગીનો અંત આંદામાનના ખૂનીને હાથે થયો. વળી એના વખતમાં નામદાર શાહજાદા ડયુકઓવ એડીનબરો હિંદમાં પધાર્યા હતા. તેમને રાજા રાણાએ માન આપી વફાદારી બતાવી હતી.(૧૮૬૯–૧૮૭૨.)

પ્ર. લાર્ડ નોર્થબ્રુકના વખતમાં શાશા બનાવ બન્યા?

ઉ. મેયો પછી નોર્થબ્રુક થયો એના વખતમાં ૧૮૭૪માં નીચલા બંગાળામાં દુકાળ પડયો તેને રાજ્ય તરફથી મદદ આપી ખાળ્યો. તથા વડોદરાના ગાયકવાડને રાજની અવ્યવસ્થાને લીધે અને રેસીડંટને ઝેર દેવાના તહોમતથી ૧૮૭૫માં પદભ્રષ્ટ કર્યો ને તેનું રાજ્ય તેના કુટંબના એક બાળકને આપ્યું. વળી ૧૮૭૫–૭૬માં એના વખતમાં રાણીના વડા કુંવર પ્રિન્સ આવવેલ્સપ ધારવાથી હિંદના રાજા રાણાએ માન આપી વફાદારી બતાવી. ૧૮૭૨થી ૧૮૭૬.

પ્ર. મહારાણી વિકટોરિઆએ કૈસરે હિંદનું પદ કોના વખતમાં ધારણ કર્યું?

ઉ. નોર્થબ્રુક પછી ૧૮૭૬માં લાર્ડલિટ્ટન થયો એના વખતમાં મહારાણીએ કૈસરે હિંદનું પદ ધારણ કર્યું. તેની વધામણી સ. ૧૮૭૭ના જાનેવારીની ૧લી તારીખે લાર્ડલિટ્ટને દિલ્લીમાં અનોપમ ઠાઠ માઠથી દરબારભરી પ્રસિદ્ધ કરી. વળી ૧૮૭૬માં અના વૃષ્ટિ થવાથી ૧૮૭૭માં દક્ષિણમાં ભારે દુકાળ પડયો તેમાં સરકારે મહેનત અને મદદ કર્યા છતાં ભૂ-

ખ મરે અને દુકાળના વ્યાધીએ પરા લાખ માણસ મ-
રી ગયાં. હિંદના બધા દુકાળો કરતાં એ દુકાળનો વિસ્તર
વધારે ભાગપર હતો. એના વખતમાં અફ્ગાનીસ્તાનનો મા
મલો ફરી ઉઠયો હતો.

પ્ર. અફ્ગાનીસ્તાનનો મામલો ફરી કેમ ઉઠયો?

ઉ. લાર્ડ મેયોએ જે અમીર શેરઅલ્લીનો સારો સત્કાર કર્યો
હતો તે શેરઅલ્લી ફરી ગયો. તેણે ઇગ્રેજના વકીલને પો-
તાના દેશમાં પેસવા દીધા નહીં પણ રૂશીઆના વકીલનો
માન પૂર્વક આવકાર કર્યો તેથી ૧૮૭૮માં ફરી વધરો ઉ-
ઠયો. બ્રિટિશ લશ્કરે તેના ઉપર ખૈબર, કૂરમ અને બોલાન
ઘાટને માર્ગે ચડાઇ કરી એટલે તે તુર્કસ્તાનમાં નાશી ગયો
ને ત્યાં મરી ગયો. તેના દીકરા યાકુબખાન જોડે ગંદમક
મુકામે તહ નામુકર્યું તેમાં બ્રિટિશ મુલકની હદ વધારી ને
સરલુઈકવાન્યારીને રેસિડંટ નિમ્યો. એ રેસિડંટ અને તેના
રસાલાને અફ્ગાનોએ દગાથી મારી નાખ્યો તેથી વળી ફરી
લડાઈ થઈ તેમાં યાકુબખાને ગાદી ઉપરથી હાથ ઉઠાવ્યો
તેને હિંદમાં આણ્યો ને કાબુલ કંદહારનો કબજો કરી ત્યાં
લશ્કર રાખ્યું તેમાંના કાબુલના લશ્કરને સ્વદેશ માટે લડવા
ઉઠેલી અફ્ગાન જાતોએ સંકટમાં નાખ્યું. એ જાતોને
સરફ્રેડરિકે હરાવી. ( ૧૭૭૮– ૧૭૮૦ )

પ્ર. લિટ્ટન પછી રિપનની નીમનોક શી રીતે થઇ?

ઉ. ઈગ્લાંડની પાર્લેમેંટના મેમ્બરોની સામાન્ય ચુટણી
થઇ તેમાં પ્રધાન મંડળની હાર થઇ તેથી વિલાયતના રાજ
મંડળે રાજીનામું આપ્યું, તેની જોડે લિટ્ટને પણ રાજી-
નામું આપ્યું તેની જગાએ ૧૮૮૦ માં લોકપ્રિય લાર્ડરિપન
નીમાયો. એના વખતમાં અયુબખાનના હેરાતી લશ્કરે કંદહા-
રને હેલમંદ વચ્ચેના ઈંગ્રેજી લશ્કરને હરાવ્યું તેના ઉપર
સરફ્રેડરિકે ચડાઇ કરી જય મેળવી બદલો વાળ્યો.૧૭૮૦.પછી
દોસ્ત મહમદના કુળના અબ્દુલ રહેમાનને અફ્ગાની સ્તા-
નનો અમીર કબુલ રાખી તથા ઈંગ્રેજનો મિત્ર ગણી ઈંગ્રે-
જી લશ્કર પાછું આવ્યું. ( સ. ૧૮૮૧નો માર્ચ. )

સમાપ્ત.

# હિંદુસ્તાનમાં થયેલા પાદશાહો તથા રાજાઓ અને ગવર્નર જનરલો.

| નામ. | બેઠા. | ઉઠયા | રાજકર્યું. |
|---|---|---|---|
| ગુલામવંશ.—— | | | |
| કુતબુદ્દીન............ | ૧૨૦૬ | ૧૨૧૦ | ૪ |
| આરામ. ............ | ૧૨૧૦ | ૧૨૧૧ | ૧ |
| અલ્તમસ ............ | ૧૨૧૧ | ૧૨૩૬ | ૨૫ |
| રૂકનુદ્દીન.. ............ | ૧૨૩૬ | ૧૨૩૬ | ૦ |
| રઝીઆબેગમ ......... | ૧૨૩૬ | ૧૨૩૯ | ૩ |
| બહેરામ. ............. | ૧૨૩૯ | ૧૨૪૧ | ૨ |
| મસુદ. ............... | ૧૨૪૧ | ૧૨૪૬ | ૫ |
| નાસરૂદ્દીન............ | ૧૨૪૬ | ૧૨૬૫ | ૧૯ |
| બલબન. ............ | ૧૨૬૫ | ૧૨૮૭ | ૨૨ |
| કૈકુબાદ. ............ | ૧૨૮૭ | ૧૨૯૦ | ૩ |
| ખીલજીવંશ—— | | | |
| જલાલુદ્દીન............ | ૧૨૯૦ | ૧૨૯૫ | ૫ |
| ઇબ્રાહિમ............... | ૧૨૯૫ | ૧૨૯૫ | ૦ |
| અલાઉદ્દીન........... | ૧૨૯૫ | ૧૩૧૫ | ૨૦ |
| ઉમ્મર............... | ૧૩૧૫ | ૧૩૧૬ | ૧ |
| મુબારક. ............ | ૧૩૧૬ | ૧૩૨૦ | ૪ |
| ખુશરૂ............... | ૧૩૨૦ | ૧૩૨૦ | ૦ |
| તઘલખવંસ.—— | | | |
| ગ્યાસુદ્દીન............ | ૧૩૨૦ | ૧૩૨૫ | ૫ |
| મહમદ (૧) ......... | ૧૩૨૫ | ૧૩૫૧ | ૨૬ |
| ફીરોજશાહ. ......... | ૧૩૫૧ | ૧૩૮૮ | ૩૭ |
| ગ્યાસુદ્દીન.(૨)જો...... | ૧૩૮૮ | ૧૩૮૯ | ૧ |
| અબુબકર............ | ૧૩૮૯ | ૧૩૮૯ | ૦ |
| નાસરૂદ્દીન............ | ૧૩૮૯ | ૧૩૯૨ | ૩ |
| સિકંદર. ............ | ૧૩૯૨ | ૧૩૯૨ | ૦ |
| મહમદ. ( ૨ ) જો.... | ૧૩૯૨ | ૧૪૧૪ | ૨૨ |

| | | | |
|---|---|---|---|
| **સૈયદવંશ** —— | | | |
| ખીજરખાં............ | ૧૪૧૪ | ૧૪૨૧ | ૭ |
| મુબારક. ............ | ૧૪૨૧ | ૧૪૩૩ | ૧૨ |
| મહમદ.............. | ૧૪૩૩ | ૧૪૪૩ | ૧૦ |
| આલમ............... | ૧૪૪૩ | ૧૪૫૦ | ૭ |
| **લોદીવંશ** —— | | | |
| બેલોલ.............. | ૧૪૫૦ | ૧૪૮૮ | ૩૮ |
| સિકંદર.............. | ૧૪૮૮ | ૧૫૧૭ | ૨૯ |
| ઈબ્રાહીમ............ | ૧૫૧૭ | ૧૫૪૦ | ૨૩ |
| **સુરવંસ.** —— | | | |
| સેરસાહ.. ........... | ૧૫૪૦ | ૧૫૪૫ | ૫ |
| સલીમશાહ........... | ૧૫૪૫ | ૧૫૫૩ | ૮ |
| અદિલશાહ........... | ૧૫૫૩ | ૧૫૫૬ | ૩ |
| **મોગલવંશ** —— | | | |
| બાબર .............. | ૧૫૨૬ | ૧૫૩૦ | ૪ |
| હુમાયુ.............. | ૧૫૩૦ | ૧૫૫૬ | ૨૬ |
| અકબર.(૧) લો....... | ૧૫૫૬ | ૧૬૦૫ | ૪૯ |
| જહાંગીર ............ | ૧૬૦૫ | ૧૬૨૭ | ૨૨ |
| શાહાજહાં............ | ૧૬૨૭ | ૧૬૫૮ | ૩૧ |
| ઔરંગજેબ......... ... | ૧૬૫૮ | ૧૭૦૭ | ૪૯ |
| બહાદુરશાહ. ......... | ૧૭૦૭ | ૧૭૧૨ | ૫ |
| જહાંદરશાહ. ......... | ૧૭૧૨ | ૧૩૧૩ | ૧ |
| ફ્રુકસીર. ............ | ૧૭૧૩ | ૧૭૧૯ | ૬ |
| મહમદશાહ. (૧) લો... | ૧૭૧૯ | ૧૭૪૮ | ૨૯ |
| અહમદશાહ........... | ૧૭૪૮ | ૧૭૫૪ | ૬ |
| આલમગીર. ......... | ૧૭૫૪ | ૧૭૫૯ | ૫ |
| શાહઆલમ. ......... | ૧૭૫૯ | ૧૮૦૬ | ૪૭ |
| અકબર. ( ૨ ) જો.... | ૧૮૦૬ | ૧૮૩૭ | ૩૧ |
| મહમદ બહાદુરશાહ.... | ૧૮૩૭ | ૧૮૫૭ | ૨૦ |
| **મરેઠી રાજા.** | | | |
| શિવાજી. ............ | ૧૬૬૪ | ૧૬૮૦ | ૧૬ |
| સંભાજી. ............ | ૧૬૮૦ | ૧૬૮૯ | ૯ |
| રાજારામ............. | ૧૬૮૯ | ૧૭૦૦ | ૧૧ |

| | | | |
|---|---|---|---|
| શિવાજી. ( ૨ ) જો... | ૧૭૦૦ | ૧૭૦૮ | ૮ |
| શાહુ. ( ૧ ) લો...... | ૧૭૦૮ | ૧૭૪૮ | ૪૦ |
| રામરાજા ............ | ૧૭૪૮ | ૧૭૭૭ | ૨૯ |
| શાહુ. ( ૨ )જો. ...... | ૧૭૭૭ | ૧૮૧૮ | ૪૧ |
| પ્રતાપસિંહ............ | ૧૮૧૮ | ૧૮૪૦ | ૨૨ |
| સાહજી............... | ૧૮૪૦ | ૧૮૪૮ | ૮ |
| પેશ્વાવંશ—— | | | |
| બાલાજી વિશ્વનાથ. ... | ૧૭૧૪ | ૧૭૨૦ | ૬ |
| બાજીરાવ બલાલ...... | ૧૭૨૦ | ૧૭૪૦ | ૨૦ |
| બાલાજી. ( ૨ ) જો.... | ૧૭૪૦ | ૧૭૬૧ | ૨૧ |
| માધવરાવ. ( ૧ )લો... | ૧૭૬૧ | ૧૭૭૨ | ૧૧ |
| નારાયણરાવ. ... ...... | ૧૭૭૨ | ૧૭૭૪ | ૨ |
| માધવરાવ. ( ૨ )જો... | ૧૭૭૪ | ૧૭૯૫ | ૨૧ |
| બાજીરાવ. ( ૨ ) જો... | ૧૭૯૫ | | |
| હિંદના ગવરનરો. | | | |
| લાર્ડ કલાઇવ .......... | ૧૭૫૮ | ૧૭૬૭ | ૯ |
| હેરીવેરેલ્સ્ત. ......... | ૧૭૬૭ | ૧૭૬૯ | ૨ |
| જાન કાર્ટીયર. .... ... | ૧૭૬૯ | ૧૭૭૨ | ૩ |
| વારન હેસ્તિંગ્સ........ | ૧૭૭૨ | ૧૭૭૪ | ૨ |
| ગવરનર જનરલો.— | | | |
| વારન હેસ્તિંગ્સ.(ઉપરનો) | ૧૭૭૪ | ૧૭૮૫ | ૧૧ |
| સરજાન મેકફર્સન(કા.ચ· | ૧૭૮૫ | ૧૭૮૬ | ૧ |
| માર્કિવસ કાર્નવાલિસ.... | ૧૭૮૬ | ૧૭૯૩ | ૭ |
| લાર્ડ સરજાંનસોર...... | ૧૭૯૩ | ૧૭૯૮ | ૫ |
| સરએલ્યુઅર્ડ (કલાર્ક)... | ૧૭૯૮ | ૧૭૯૮ | ૦ |
| લાર્ડ મોરનિંગ્ટન. [વાર. | ૧૭૯૮ | ૧૮૦૫ | ૭ |
| માર્કિવસકાર્નવાલિસબીજી | ૧૮૦૫ | ૧૮૦૫ | ૦ |
| સરજાર્જબાર્લો......... | ૧૮૦૫ | ૧૮૦૬ | ૧ |
| અર્લઆવ મિંટો. ...... | ૧૮૦૬ | ૧૮૧૫ | ૯ |
| આર્લઆવ મોઈરા...... | ૧૮૧૫ | ૧૮૨૩ | ૮ |
| જાન આડમ...... ... | ૧૮૨૩ | ૧૮૨૩ | ૦ |
| અર્લ આહ્મસ્ર્તે. .... ... | ૧૮૨૩ | ૧૮૨૮ | ૫ |

| | | | |
|---|---|---|---|
| લાર્ડવિલ્યમ બૅંટિંક. ... | ૧૮૨૮ | ૧૮૩૫ | ૭ |
| લાર્ડમેટકાફ(કામચલાઉ) | ૧૮૩૫ | ૧૮૩૬ | ૧ |
| લાર્ડ આકલાંડ......... | ૧૮૩૬ | ૧૮૪૨ | ૬ |
| અર્લ ઇલનબરો........ | ૧૮૪૨ | ૧૮૪૪ | ૨ |
| વાઇકાઉન્ટ હારડિંગ. ... | ૧૮૪૪ | ૧૮૪૮ | ૪ |
| અર્લ ડૅલહાઉસી ... ... | ૧૮૪૮ | ૧૮૫૬ | ૮ |
| અર્લ કેનિંગ........... | ૧૮૫૬ | ૧૮૫૮ | ૨ |
| વાઇસરૉયો.—— | | | |
| અર્લ કેનિંગ....... ... | ૧૮૫૮ | ૧૮૬૨ | ૪ |
| અર્લ એલ્ગીન. ... ... | ૧૮૬૨ | ૧૮૬૪ | ૨ |
| સરજાન લારેન્સ...... | ૧૮૬૪ | ૧૮૬૯ | ૫ |
| અર્લ મેયો. ....... ... | ૧૮૬૯ | ૧૮૭૨ | ૩ |
| અર્લ નોર્થબ્રુક. ... ... | ૧૮૭૨ | ૧૮૭૬ | ૪ |
| અર્લ લિટ્ટન. ....... ... | ૧૮૭૬ | ૧૮૮૦ | ૪ |
| માર્કિવસ આવ રિપન.... | ૧૮૮૦ | ૧૮૮૪ | ૪ |
| લાર્ડ ડફરિન ... ... ... | ૧૮૮૪ માં | નિમાયાછે. | |

## હિંદમાં થએલી લડાઇઓ.

ઇ. સ. પૂ. ૫૦૦૦ કુરૂક્ષેત્રમાં પાંડવોએ કૌરવોને હરાવ્યા.
ઇ. સ. પૂ. ૩૨૭ જેલમ આગળ સિકંદરે પૌરવને હ૦
ઈ. સ. ૧૦૨૪ સોમનાથની લડાઇમાં મહમદ ગજનવીએ ગૂજરાતના શોળંકી ભીમને હરાવ્યો.
૧૧૯૧ થાનેશ્વરમાં પૃથ્વુરાયે મહમદ ઘોરીને હરાવ્યો.
૧૧૯૩ પાણીપતમાં મહમદ ઘોરીએ પૃથ્વુરાયને હરાવ્યો.
૧૨૯૩ એલિચપુરની લડાઈમાં મુસલમાને હિંદુને હરાવ્યા.
૧૫૨૬ પાણીપતમાં બાબરે ઈબ્રાહિમને હરાવ્યો.
૧૫૨૭ શીકરી આગળ બાબરે મેવાડના સંગને હરાવ્યો.
૧૫૩૯ બકસર આગળ શેરખાંએ હુમાયુને હરાવ્યો.
૧૫૪૦ કનોજ આગળ શેરખાંએ હુમાયુને હરાવ્યો.
૧૫૫૬ પાણીપતમાં અકબર તથા બેહેરામે હેમુને હરાવ્યો.

૧૬૫૭ કાશી આગળ દારાએ સુજાને હરાવ્યો.
૧૬૫૭ આગ્રા પાસે ઔરંગજેબે દારાને હરાવ્યો.
૧૬૫૭ ઉજ્જન પાસે મુરાદ ને ઔરંગજેબે જસવંતસિંહને હ૦
૧૬૫૯ કજવા પાસે ઔરંગજેબે સુજાને હરાવ્યો.
૧૭૧૩ આગ્રા પાસે ફરોખશીરે જહાંદારશાહને હરાવ્યો.
૧૭૨૦ શાહપુર પાસે નિઝામે સૈ. અબદલાને હરાવ્યો.
૧૭૨૪ શક્કર પાસે નિઝામે મુબારકખાંને હરાવ્યો.
૧૭૩૪ ડભોઇ પાસે બાજીરાવે ત્રિંબકરાવને હરાવ્યો.
૧૭૩૮ કનાલ પાસે નાદીરશાહે મુગલોને હરાવ્યા.
૧૭૪૧ અંબુર પાસે મરેઠાએ દોસ્તઅલીને હરાવ્યો.
૧૭૪૬ મદ્રાસ પાસે ફ્રેંચોએ કર્ણાટકના નવાબને હરાવ્યો.
૧૭૪૮ સરહિંદ પાસે મુગલોએ અહમદઅલીને હરાવ્યો.
૧૭૫૦ ત્રિચિનાપલ્લી પાસે મુજફ્ફરજંગે નાસીરજંગને હ૦
૧૭૫૦ અંબુર પાસે ફ્રેં. દુપ્લેએ અનવરૂદ્દીને હરાવ્યો હ૦
૧૭૫૧ આર્નિ પાસે ક્લૈવે રાજા સાહેબને હરાવ્યો.
૧૭૫૨ કાવેરીપાકમાં ક્લૈવે રાજા સાહેબને તથા ફ્રેંચોને હરાવ્યા.
૧૭૫૨ બાહુર પાસે મેજર લારેન્સે ફ્રેંચોને હરાવ્યા.
૧૭૫૭ પ્લાસીમાં ક્લૈવે સુરાજઉદવલાને હરાવ્યો.
૧૭૬૦ વાંદેવાસ પાસે કર્નલકૂટે ફ્રેંચ સરદાર લાલીને હરાવ્યો.
૧૭૫૯ ચિન્સુરાની લડાઇમાં ઈંગ્રેજે વલંદાને હરાવ્યા.
૧૭૬૦ ઉદગીરની લડાઇમાં મરેઠાએ મુગલોને હરાવ્યા.
૧૭૬૦ પટણાની લડાઇમાં ઈંગ્રેજે મિરકાસીમને હરાવ્યો.
૧૭૬૧ પાણીપતની લડાઇમાં અહમદ દુરાનીએ મરેઠાને હ૦
૧૭૬૧ પટણા આગળ ઈંગ્રેજે મીરકાસીમ, સુજાઉદવલા ને શાહઆલમને હરાવ્યા.
૧૭૬૩ કતવાની લડાઈમાં ઈંગ્રેજે મિરકાસીમને હરાવ્યો.
૧૭૬૪ ઘેરીઆની લડાઈમાં ઈંગ્રેજે મિરકાસીમને હરાવ્યો.
૧૭૬૪ ઉધાના નાળા પાસે ઇંગ્રેજે મિરકાસીમને હરાવ્યો.
૧૭૬૪ બકસારની લડાઈમાં મનરોએ સુજાઉદવલાને હરાવ્યો.
૧૭૬૪ કાલપીપાસે ઈંગ્રેજે સુજાઉદવલા તથા મરેઠાને હ૦
૧૭૬૭ અંબુરની લડાઈમાં કર્નલ સ્મીથે હૈદરને હરાવ્યો.

૧૭૬૭ ત્રિનોમાલી કર્નલ સ્મીથે નિઝામની ને હૈદરની ફોજને હ૦
૧૭૬૭ ચંગામની લડાઇમાં ઈંગ્રેજે હૈદરને હરાવ્યો.
૧૭૭૨ ચેરકુલીના રણમાં પેશ્વાએ હૈદરને હરાવ્યો.
૧૭૮૦ પોલીલોર પાસે હૈદરે કર્નલ બેલીને હરાવ્યો ને પકડયો.
૧૭૮૧ ચિલાબ્રમની લડાઇમાં હૈદરની ફોજે સરઈ.કૂટને હ૦
૧૭૮૧ પોર્તોનોવોની લડાઇમાં ક. કૂટસાહેબે હૈદરને હરાવ્યો.
૧૭૮૧ પોલીલોરની બીજી લડાઇમા ક. કૂટે હૈદરને હરાવ્યો.
૧૭૮૧ સોલંગરની પાસે કર્નલકૂટે હૈદરને હરાવ્યો.
૧૭૮૨ પનીઆની લડાઇમાં ઈંગ્રેજે હૈદરને હરાવ્યો.
૧૭૯૧ સીમોગાની લડાઈમાં ઈંગ્રેજે ટિપુને હરાવ્યો.
૧૭૯૧ અરિકેરાની લડાઈમાં કાર્નવાલિસે ટિપુને હરાવ્યો.
૧૭૯૨ અજમેરની લડાઈમાં સિંધિઆએ હોલકરને હરાવ્યો.
૧૭૯૫ કુર્દલાની લડાઈમાં મરેઠાએ નિઝામને હરાવ્યો.
૧૭૯૯ માલવેલની લડાઇમાં ઇંગ્રેજે ટિપુને હરાવ્યો.
૧૭૯૯ સદાશીરની લડાઇમાં ઈંગ્રેજે ટિપુને હરાવ્યો.
૧૭૯૯ શ્રીરંગપટણમાં ઇંગ્રેજે ટિપુને હરાવ્યો ને તે મરાયો.
૧૮૦૧ ઇંદોરની લડાઇમાં સિંધિઆએ હોલકરને હરાવ્યો.
૧૮૦૧ પુના જસવંતરાવ હોલકરે પેશ્વાને તથા સિંધિઆને હ૦
૧૮૦૧ ઉજ્જનની લડાઇમાં હોલકરે સિંધિઆને હરાવ્યો.
૧૮૦૩ અસાઈની લડાઈમાં જનરલ વલસલીએ દોલતરાવ
સિંધિઆ તથ રાઘોજી ભોંસલાને હરાવ્યા.
૧૮૦૩ દિલ્લીની લડાઈમા જ. લેકે સિંધિઆને હરાવ્યો.
૧૮૦૩ લાસવારીપાસે. જ. લેકે સિંધિઆને હરાવ્યો.
૧૮૦૩ આર્ગામમાં જ.વેલેસ્લેએ સિંધિઆને તથા ભોંસલેને હ૦
૧૮૦૩ આગ્રા પાસે જનરલ લેક સાહેબે મરેઠાને હરાવ્યા.
૧૮૦૪ દિગની લડાઈમાં ફ્રેઝર માન્સને જસવંતરાવને હ૦
૧૮૦૪ ફરૂકાબાદમાં લાર્ડ લેક સાહેબે હોલકરને હરાવ્યો.
૧૮૦૪ ભરતપુરને ઈંગ્રેજે ઘેરો ઘાલ્યો પણ જીતાયું નહીં
૧૮૧૫ મલૂતની લડાઇમાં ઈંગ્રેજે ગુર્ખાને હરાવ્યા.
૧૮૧૬ મકવાનપુરની લડાઈમાં ઈંગ્રેજે ગુર્ખાને હરાવ્યા.
૧૮૧૬ હરિહરપુરની લડાઇમાં ઈંગ્રેજે ગુર્ખાને હરાવ્યા.

| | |
|---|---|
| ૧૮૧૭ | ખડકીની લડાઈમાં ઇંગ્રેજે બાજીરાવ પેશ્વાને હરાવ્યો. |
| ૧૮૧૭ | કોરેગામની લડાઈમાં ઇંગ્રેજે મરેઠાને હરાવ્યા. |
| ૧૮૧૭ | નાગપુરની લડાઈમાં ઇંગ્રેજે મરેઠાને હરાવ્યા. |
| ૧૮૧૭ | માહીદપૂરની લડાઈમાં સરજેમ્સ હિસ્લોપ તથા.સર-જેમ્સમાલકમે હોલકરને હરાવ્યો. |
| ૧૮૧૭ | જબલપુરની લડાઈમાં ઇંગ્રેજે મરેઠાને હરાવ્યા. |
| ૧૮૧૮ | આસ્ટેની લડાઈમાં ઈંગ્રેજે બાપુ ગોખલાને હરાવ્યો. |
| ૧૮૨૪ | રંગુનની લડાઈમાં ઇંગ્રેજે બ્રહ્મી લોકને હરાવ્યા. |
| ૧૮૨૫ | પ્રોમની લડાઈમાં ઇંગ્રેજે બ્રહ્મીલોકને હરાવ્યા. |
| ૧૮૨૫ | પગામ સરઆર્ચી બાલકેમબલે બ્રહ્મીઓને હરાવ્યા. |
| ૧૮૨૭ | ભરતપુરના બીજા ઘેરામાં અંગ્રેજની ફતે થઇ. |
| ૧૮૪૦ | પરવાનની લડાઇમાં ઇંગ્રેજે દોસ્ત મહમદને હરાવ્યો. |
| ૧૮૪૨ | કદહારની લડાઈમાં જનરલ નોટે અફગાનોને હ૦ |
| ૧૮૪૩ | મિયાનીની લડાઇમાં લાર્ડ નેપીઅરે સિંધના અમીરોને હ. |
| ૧૮૪૩ | હૈદરાબાદની લડાઇમાં લાર્ડ નેપિઅરે સિંધના અમીરોને. |
| ૧૮૪૩ | મહારાજપુરની લડાઇમાં લાર્ડ ગાફે સિંધિઆને હ૦ |
| ૧૮૪૩ | પનીઆરની લડાઇમાં જનરલ ગ્રેએ સિંધિઆને હ૦ |
| ૧૮૪૫ | મુડકી આગળ લાર્ડ ગાફે શિખ ફોજને હરાવી. |
| ૧૮૪૫ | ફીરોજશહરની પાસે ઇંગ્રેજે શિખને હરાવ્યા. |
| ૧૮૪૫ | બદીવાલમાં શિખ લોકે ઇંગ્રેજને હાની પહોંચાડી. |
| ૧૮૪૬ | અલીવાલની લડાઈમાં હેન્રી સ્મીથે શિખ લોકને હ૦ |
| ૧૮૪૬ | સોબ્રોનમાં હેન્રી સ્મીથ ને સરહ્યુ ગાફે શીખને હ૦ |
| ૧૮૪૯ | રામનગર લાર્ડ ગાફે શેરસિંગ તથા ચતુરસિંગને હ૦ |
| ૧૮૪૯ | ચિલિયનવાળામાં લાર્ડ ગાફે શેરસિંગને હરાવ્યો. |
| ૧૮૪૯ | કિનીરીની લડાઈમાં ઇંગ્રેજે શીખને હરાવ્યા. |
| ૧૮૪૯ | સદ્દુસનની લડાઈમાં ઈંગ્રેજે શીખને હરાવ્યા. |
| ૧૮૪૯ | ગુજરાતની લડાઇમાં લાર્ડ ગાફે શીખોને હરાવ્યા. |
| ૧૮૫૨ | રંગુન પાસે ઇંગ્રેજે બ્રહ્મીઓને હરાવ્યા. |
| ૧૮૫૨ | પેગુની લડાઇમાં ઇંગ્રેજે બ્રહ્મીઓને હરાવ્યા. |
| ૧૮૫૭ | ઇંગ્રેજની બંગાળી ફોજનો બલવો તેમાં ૧૮૫૮માં બલવા ખોરો હાર્યા. |

# કોલકરાર અથવા તહનામાં.

૧૭૬૯ મદ્રાસના કરારથી ઇંગ્રેજે તથા હૈદરે એક એ-કનો જીતેલો મુલક પાછો આપ્યો ને તેથી મ્હૈસુરના ૧લા ઝઘડાનો અંત આવ્યો.

૧૭૭૩ બનારસના કરારથી અયોધ્યાના નવાબને ઇંગ્રે-જોએ ૪૦ લાખ રૂપીઆ લેઇ બે હજાર રોહીલા મારી રો-હીલખંડ જીતી આપ્યો.

૧૭૭૫ સુરતના કરાર. આ કરારથી ઇંગ્રેજો રાઘોબાને પુનાની ગાદી અપાવે તેના બદલામાં તે ઇંગ્રેજોને ૧૮ લાખ રૂપીઆ રોકડા તથા ૧૯ લાખનો મુલક ને સાલસેટ તથા વસાઈ આપે.

૧૭૭૬ પુરંદરના કરાર. ઇંગ્રેજોને પેશ્વા વચ્ચે થયા. એ કરારથી રાઘોબાની સાથે કરેલા કરાર રદ કરી રાઘોબાને પેન્સન આપી ગોદાવરીને કાંઠે રહેવાનો ઠરાવ કર્યો ને માત્ર સાલસેટ બેટ ઇંગ્રેજોને હાથ રહ્યો.

૧૭૭૯ વારગામના કરાર. પેશ્વા ને ઇંગ્રેજો વચ્ચે થયા. આ નામોશી ભરેલા કરાર પેશ્વાએ પોતાની મરજી પ્રમાણે ઇં-ગ્રેજો પાસે લખાવી લીધા હતા, પરતુ તે મંજૂર રહ્યા નહોતા.

૧૭૮૨ સાલબાઇના કરાર. પેશ્વા ને ઇંગ્રેજો વચ્ચે થયા. એ કરારથી પહેલા મરાઠી વિગ્રહનો અંત આવ્યો, રઘુનાથ-રાવને પેન્સ આપ્યું, ગુજરાત મરેઠાને પાછી આપી અને સાલ્સેટ, ધારાપુરી તથા બીજા બે બેટ ઇંગ્રેજોને મળ્યા.

૧૭૮૪ મંગલુરના કરાર. ઇંગ્રેજો ને ટિપુ વચ્ચે થયા. આ કરારથી ઠરાવ થયો કે લડાઈમાં જીતેલો મુલક તથા પકડેલા કેદીઓ એક બીજાને પાછા આપવા.

૧૭૯૨ શ્રીરંગપણુના કરારથી ટિપુએ પોતાનો અડધો મુલક અને ૩ કરોડ રૂ. રોકડા ઇંગ્રેજોને આપ્યા તથા ૩૦ લાખ રૂ. મરેઠાને આપ્યા. ને તેથી મ્હૈસૂરના બીજા વિગ્રહનો અંત આવ્યો.

૧૭૯૮ નિઝામે ઈંગ્રેજને કરાર લખી આપ્યો કે મારે પગાર આપી બ્રિટિશ લશ્કરની એક તુકડી મારા રાજમાં રાખવી ને ઈંગ્રેજ સરકારની મંજુરી વિના કોઈ યુરોપીને મારી નોકરીમાં રાખવો નહીં. (આ બીજી બાબત હવે પછીના દરેક દેશી રાજાઓના કરારોમાં દાખલ કરવામાં આવી).

૧૮૦૨ વસાઈના કરારથી બીજા બાજીરાવે પોતાને ખરચે પોતાના રક્ષણને સારૂ બ્રિટિશ લશ્કર પુનામાં રાખ્યું ને નીજામાદિ બીજા રાજાઓની પેઠે પોતે ઇંગ્રેજને આધિન થયો.

૧૮૦૩ દેવગામના કરારથી રાઘોજી ભોંસલાએ ઇંગ્રેજોને કટક, બાલાસોર અને વર્દ્ધા નદીના પશ્ચિમ કાંઠાનો તથા બીજો કેટલોક મુલક આપ્યો.

૧૮૦૩ સિરજી અંજનગામના કરારથી દોલતરાવ સિંધિઆએ ગંગા જમના વચ્ચેનો મુલક તથા જેપૂર, જોધપૂર અને ગોહદની ઉત્તરનો પ્રદેશ, તથા આડજંટાઘાટ અને ગોદાવરી વચ્ચેના પ્રાંતો ઈંગ્રેજોને આપ્યા.

૧૮૦૫ વડોદરાના કરારથી ગાયકવાડ સરકારે બ્રિટિશ લશ્કર પોતાના રાજમાં રાખ્યું.

૧૮૦૫ ભરતપૂરના કરારથી ભરતપૂરના રાજાએ ઇંગ્રેજોને ૨૦ લાખ રૂપીઆ આપી તથા હોલકરને તજી પોતાની ઇંગ્રેજો સાથેની લડાઈ માંડી વાળી.

૧૮૦૫ ના સિંધિઆ સાથેના કરારથી ઈંગ્રેજે સિંધીઆને તેનો જીતેલો ગોહદના રાણાનો કેટલોક મુલક તથા ગોવાલ્યરનો કિલ્લો પાછો આપ્યો.

૧૮૦૫ ના હોલકર સાથેના કરારથી ઇંગ્રેજે હોલકરને તેના મુલકનો જીતેલો ભાગ પાછો આપ્યો તથા ચંબલ નદી ઉપરનો કેટલોક મુલક આપી દીધો.

૧૮૧૬ સેગાઉલીના કરારથી નેપાળ દરબારે નૈનીતાલ, મસુરી અને સિમલાનાં સ્થળો ઈંગ્રેજોને આપ્યાં ને પોતા-

નાં આગળ વધારેલાં થાણાં ઉઠાવી લીધાં.

૧૮૧૮ મંડળેશ્વરના કરારથી મલ્હારરાવ હોલકર બ્રિટિશ રાજના આધિન થયો ને તેણે પોતાનો રજપૂત સંસ્થાન ઉપરનો ખંડણી લેવાનો હક છોડી દીધો.

૧૮૨૬ અંદાબુના કરારથી આવાના રાજાએ આરાકાન તથા તિનાસરીમ પ્રાંતો અને ૧ કરોડ રૂ. રોકડા ઈંગ્રેજોને આપ્યા તથા આસામ ઉપરનો પોતાનો હક છોડી દીધો.

૧૮૪૪ ના કરારથી ઈંગ્રેજે સિંધિઆના રાજમાં મરેઠી લશ્કર ઓછું કરી બ્રિટિશ લશ્કર ગોવાલ્યરમાં રાખ્યું તથા બાળ મહારાજા મોટા તથા લગી ગોવાલ્યરનું રાજ કૌંસીલથી ચલાવ્યું.

૧૮૪૬ લાહોરના કરારથી ઇંગ્રેજોએ મહારાજા ધુલીપસિંગને પંજાબનો રાજા કબુલ રાખ્યો. તેથી તેણે સલાહને પેટે ઈંગ્રેજોને સતલજ અને રાવી વચ્ચેનો મુલક આપ્યો. તથા ૧૦ હજાર બ્રિટિશ લશ્કર પોતાના રાજમાં રાખ્યું.

૧૮૭૯ ગંદમકના કરારથી અફગાનીસ્તાનના અમીર યાકુબખાને ખૈબર, કુરમ ને બોલોન ઘાટના શીખરો લગી ઇંગ્રેજ રાજની હદ વધારવા તથા બ્રિટિશ અમલદારને કાબુલમાં રહેવા પરવાનગી આપી.

૧૮૫૩ના કરારથી આવાના રાજાએ પેગુ પ્રાંત ઇંગ્રેજોને આપ્યો. તેથી બીજા બર્હ્મી વિગ્રહનો અંત આવ્યો.

## આક્ટો તથા બિલો.

૧૭૭૩માં રેગ્યુલેટિંગ આકટ મંજૂર થયો તે આધારે બંગાળાના ગવર્નરને ગવરનર જનરલની પદ્વિ મળી, ચાર સભાસદનું મંત્રી મંડળ થયું,તેમની સલાહ સાથે ગવર્નર જનરલને મુંબાઇ ને મદ્રાસ સરકાર ઉપર સંધીવિગ્રહની બાબતમાં અધિકાર મળ્યો. કલકતામાં સુપરિમકોર્ટ સ્થપાઇ તથા ગવર્નર જનરલ અને તેના મંત્રી મંડળને કાયદા તથા નિયમો કરવાની સત્તા મળી.

૧૭૮૪માં પિટ્નું ઈંડિઆ બિલ મંજૂર થયું, તે આધારે ઈંગ્લાંડમાં બોર્ડ ઓફ્ કંટ્રોલ સ્થપાઈ, બિજા ઈલાકા ઉપર બંગાળાનું સર્વોપરિ પણું સુદૃઢ થયું અને ગવર્નર જનરલ ઇન કાઊંસિલ એવું ઈતિહાસીકપદ વાપરવાની પહેલ વહેલી મંજૂરી મળી.

૧૮૩૩ના આકટની રૂએ કંપનીનો ચીન જોડે ચાલતો વેપાર બંધ પડ્યો.તથા હિંદમાં એક પછી એક નવા સુધારા દાખલ થયા.અને કાઉન્સિલમાં કાયદા ખાતે એક નવો મેમ્બર ઉમેરાયો.એકલા કમીશન નિમાયું,તથા ગવર્નર જનરલ ઇન-કાઉન્સિલને મુલ્કી અને લશ્કરીખાતાના વહીવટની તમામ બાબતોમાં બીજા ઇલાકા ઉપર હકુમત ચલવવાનો અધિકાર મળ્યો.

૧૮૫૮ના કાયદાથી હિંદનું રાજ કંપનીના હાથમાંથી જઈ ઈંગ્લાંડની રાજગાદીના હાથમાં આવ્યું. ગવર્નર જનરલને વાઇસરાયનો નવો ઇલકાબ મળ્યો; કંપનીના યુરોપી લશ્કરોને રાયલ સર્વિસમાં ભેળી દીધાં ને હિંદી નૌકાસૈન્ય કહાડી નાખ્યું.

૧૮૬૧ના હિંદીકાઉન્સિના કાયદાની રૂએ ગવર્નર જનરલની અને મુંબાઈ તથા મદ્રાસની કાઉન્સિલોમાં ફક્ત કાયદા બાંધવાના કામમાં મદદ કરવાને સરકારી નોકર ન હોય (યુરોપી હોય કે દેશી હોય.) એવા ખાનગી ગૃસ્થો ઉમેરાયા.

૧૮૬૧ના બીજા કાયદાથી જૂની સુપરિમ કોર્ટોને ઠેકાણે નવી હાઈ કોર્ટો સ્થપાઈ.



# અગત્યની સૂચના.

આ ઇતિહાસ ઘણીજ સંભાળથી ચોથાથી તે છઠ્ઠા ધોરણના વિદ્યાર્થિઓને ઉપયોગી થાય એવી રીતે સાદી અને સરળ ભાષામાં સૂચક પ્રશ્નોથી રચવામાં આવ્યોછે. એમાં ઈતિહાસમાં તૈયાર થવાને જેટલી બાબતો જોઈએ તેટલી તમામ બાબતો હંટરના હિંદના ટુંકા ઇતિહાસમાંથી લીધેલી છે. પાછલા ભાગમાં પાદશાહો, રાજાઓ અને ગવરનરો ગે-દી ઉઠ્યાના ને રાજ્ય કર્યાનાં વરસ સાથે આપ્યાછે. તેપછી હિંદમાં થએલી તમામ લડાઈઓ તથા કોલકરાર (તહનામાં) અને રાજકીય આંકડા તથા બીજો આપ્યાંછે.(જે કે પરીક્ષાને વખતે ખચીત ઉપયોગી થઈ પડવાનાં.) માટે ઇતિહાસમાં તૈયાર થનાર વિદ્યાર્થિએ જરૂર આ ઈતિહાસ ખરીદ કરવો જોઈએ.

આ ઇતિહાસની દશ અને તેથી વધારે નકલો લેનારને કમીશન આપવામાં આવશે. એ ઇતિહાસ જેને જોઈએ તણે નીચેને ઠેકાણેથી મંગાવી લેવા.

**અમદાવાદમાં**—મારી પાસે અને આર્યોદય પ્રેસમાં બુકસેલર. ચુનીલાલ કાળીદાસ પાસેથી. **ભરૂચમાં**—પાઠક ફળીએ મોતીરામ કાળીદાસ પાસેથી. **ઊમરેઠમાં**—ઓરડી ફળીએ દાદાભાઈ ઈશ્વર પાસેથી. **વડોદરામાં**—બાજવાડામાં ધોળી કોઇ સામુ શોમનાથ કાશીનાથ પાસેથી. **સુરતમાં**—વાણીઆ શેરીમાં ઉત્તમરામ લક્ષ્મીરામ પાસેથી. **ઘોઘામાં**—મિશન નિશાળના મેહેતાજી યાકુબભાઇ ગંગારામ પાસેથી. **રાજકોટમાં**—મીશન હૌસમાં વિલ્યમભાઇ ગંગારામ પાસેથી. અને **મુંબાઇમાં**—સુથાર ચાલીમાં પ્રેમાભાઇના માળામાં ચોથે માળે પટેલ. નથુભાઈ જોઈતારામ પાસેથી રોકડે નાણે મળશે. (પોષ્ટેજ જાદુ.)

૧-૧૦-૮૬ }
અમદાવાદ }

વ્યા. મહાશંકર ઈશ્વરભાઈ. મે.
ઠે. અમદાવાદ દરિઆપર વાડીગામમાં
હાથીશાની પોળમાં.